ોનિધિ શ્રીમદ્ વિજયાનંદ સૂરિશ્વરજી મહારાજશ્રીના પટધર

જૈનાચાર્ય શ્રીમદ્વિજયકમલસુરિશ્વરેભ્યો નમઃ

# ગુરૂગુણ રત્નમાળા.

યાને

## શ્રી ઉપયોગી સંગીત સુમનમાળા.

વાંચો પુસ્તક ભાવથી સમજીને, સાર ગ્રહો પ્રાણીઓ;
સદ્વર્તન સુતા સુતને શીખવજો, હું ભારતી દેવીઓ;
સવચંદ વાણી ગુંથો સુકુસમની, હૈયે ધરી ભક્તિને;
માળા આ ગુરૂ ગુણ રત્નની ભલી, પોંચાડશે મોક્ષને.

સ્મરણીય શુદ્ધધર્મ પ્રરૂપક આચાર્ય શ્રીમાન્ વિજય
સુરિશ્વરજી મહારાજના સુપ્રસિદ્ધ વિદ્વાન શિષ્ય શ્રીમદ્
વ્યાખ્યાનવાચસ્પતિ મુનિશ્રી લબ્ધિવિજયજી મહારાજશ્રીના
શિષ્ય મુનિશ્રી ગંભીરવિજયજીની પ્રેરણાથી

પ્રકાશક.
માંડળ ગામ નિવાસી
સવચંદ દામોદરદાસ શાહ.
ઠે. મહાર શ્રી મુક્તિવિજયજી જૈન પાઠશાળા.
કાશીપુરા-બોરસદ.

વીર સંવત ૨૪૬૪. આત્મ સંવત ૪૨.
વિક્રમ સંવત ૧૯૯૪ ઈ. સ. ૧૯૩૮

કીં. ૦—૪—૦

આ બોરસદ પ્રીન્ટીંગ પ્રેસ-બોરસદમાં પટેલ મનોરભાઈ
ફુલાભાઈએ કર્તાને માટે છાપી.

ન્યાયાંભોનિધિ શ્રીમદ્ વિજયાનંદ સૂરિશ્વરજી મહારાજશ્રીના પટધર

જૈનાચાર્ય શ્રીમદ્વિજયકમલસુરિશ્વરેભ્યો નમઃ

# ગુરૂગુણ રત્નમાળા.

યાને

## શ્રી ઉપયોગી સંગીત સુમનમાળા.

વાંચો પુસ્તક ભાવથી સમજીને, સાર ગ્રહો શાણીઓ;
સદ્વર્તન સૂતા સૂતને શીખવજો, હે ભારતી દેવીઓ;
સવચંદ વીણી ગુંથી સુકુસમની, હૈયે ધરી હર્ષને;
માલા આ ગુરૂ ગુણ રત્નની ભલી, પોચાડશે મોક્ષને.

પ્રાતઃસ્મરણીય શુદ્ધધર્મ પ્રરૂપક આચાર્ય શ્રીમાન્ વિજય
કમલસુરિશ્વરજી મહારાજના સુપ્રસિદ્ધ વિદ્વાન્ શિષ્ય શ્રીમદ્
વ્યાખ્યાનવાચસ્પતિ મુનિશ્રી લબ્ધિવિજયજી મહારાજશ્રીના
શિષ્ય મુનિશ્રી ગંભીરવિજયજીની પ્રેરણાથી

પ્રકાશક.

માંડળ ગ્રામ નિવાસી

સવચંદ દામોદરદાસ શાહ.

હેડ માસ્તર શ્રી મુક્તિવિજયજી જૈન પાઠશાળા.

કાશીપુરા-બોરસદ.

વીર સંવત ૨૪૪૪. આત્મ સંવત ૨૨.

વિક્રમ સંવત ૧૯૭૪ ઈ. સ. ૧૯૧૮.

કીં. ૦—૪—૦

શ્રી બોરસદ પ્રીન્ટીંગ પ્રેસ-બોરસદમાં પટેલ મનોરભાઇ
ફુલાભાઇએ કર્ત્તાને માટે છાપી.

# સૂચના.

---

શ્રીમાળી જ્ઞાતિય ધર્મપ્રેમી શા. મગનલાલ હરીભાઇની વિધવા શ્રી **સુરજબેન** તથા શ્રાદ્ધગુણ વિભુષિત તથા પરોપકારનિષ્ટ પાનાચંદ મગનલાલની વિધવા શ્રી **સાંકળીબેન**પોતાના તથા સ્વ૦ મર્હુમ પુત્રરત્ન **મુળચંદભાઇ**ના સ્મણાર્થે.

પુજ્ય જૈનાચાર્ય શાન્તમુર્તિ શુદ્ધ ધર્મ પ્રરૂપક શ્રીમાન વિજય-**કમળસૂરીશ્વરજી** મહારાજનું ચાતુર્માસ થવાથી તેમજ તેઓશ્રીના સુપ્રસિદ્ધ વિદ્વાન શિષ્ય શ્રીમદ્ જૈનરત્ન વ્યાખ્યાન વાચસ્પતિ મુનિરાજશ્રી **લબ્ધિવિજયજી** મહારાજશ્રીના નિરંતર વૈરાગ્યમય વ્યાખ્યાનો સાંભળવાથી તેમનું ચિત્ત ધર્મ તરફ ઘણુંજ દોરાયું છે, અને ઉત્તમોત્તમ શાસનોન્નતિનાં કાર્યોમાં પોતાની ન્યાયોપાર્જિત લક્ષ્મીનો સારી રીતે વ્યય કર્યો છે. ને તેમની ધર્મભાવના અત્યંત પ્રશંસનીય છે.

આ પુસ્તક પણ સ્વજાતીય સુશીલા બ્હેનોના ઉપકારાર્થે તેમની દ્રવ્ય સહાય વડેજ પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે. ભેટની નકલો થોડી છે માટે તે ઉત્સુક બ્હેનોએ અરધા આનાની ટીકીટ મોકલી સ્ત્વર મંગાવી લેવું.

લી.

બોરસદ. — પ્રકાશક.

કાશીપુરા. — સવચંદ દામોદરદાસ શાહ.

---

# અર્પણ પત્રિકા.

---

## સદ્‌ગુણાલંકૃત ધર્માત્મા બેન સુરજબેન તથા ધર્મસ્નેહી બેન સાંકળીબેન.

બોરસદ—દહેરાખડકી.

સુશીલા બ્હેનો !

આપ દેવ ગુરૂ અને ધર્મની સેવામાં અત્યંત પ્રીતિભાવ રાખો છો. દયાળુ, ગુણવાન, સુશીલ અને જૈનશાસનની ઉન્નતિમાં અતિ ઉત્સાહ ધરાવો છો તેમજ પરમ પુજ્ય પ્રાતઃસ્મરણીય પરમોપકારી આચાર્ય શ્રીમદ્વિજયકમલસુરિશ્વજીના શિષ્ય જૈનરત્ન વ્યાખ્યાન વાચસ્પતિ મુનિ શ્રી લબ્ધિવિજયજી મહારાજશ્રીના વ્યાખ્યાનો સાંભળવાથી અનેક પ્રકારના ધર્મકાર્યમાં પોતાના પૈસાનો સદુપયોગ કરી અનેક પ્રકારનો લાભ લીધો છે. વળી તન, મન, અને ધનથી પરોપકારનાં કાર્યો કરવામાં નિરંતર ખંત ધરાવો છો અને વિશેષમાં મહાત્માશ્રીના પધારવાથી આપે આપની ઉદાર ભાવનાથી આપણીકોમન. સુઉદયરૂપ સ્ત્રી કેળવણી તરફ આપનું લક્ષ દોરાએલું હોવાથી તેઓને સન્નીતિ માર્ગદર્શક આ ઉત્તમ પુસ્તક સ્ત્રીઓની ઉન્નતિમાં સહાયક થાય તેમ હોવાથી ગુરૂગુણ રત્નમાળા યાને સ્ત્રી ઉપયોગી સંગીત સુમનમાળા ને આપના પૂનિત કંઠમાં આરોપણ કરી હું કૃતાર્થ થાઉં છું.

આપનો સાધર્મી બંધુ

સવચંદ ડી. શાહ.

---

# પ્રસ્તાવના.

## સુશીલ બાંધવો અને બ્હેનોઃ—

આપણા સમાજમાં સ્ત્રી જાતિ માટે ગદ્ય તેમ પદ્યમાં ધર્મ નીતિ વિષયીક સાહિત્યો ઘણાં ન્યુન પ્રમાણમાં છે. અને જે છે તેમાં પણ આપણા અલ્પજ્ઞ સ્ત્રી સમાજને ઘણા ન્યુન પ્રમાણમાં છે.

વસ્તુતઃ સ્થિતિ એવી છે કે સ્ત્રી સમાજ બહુ અજ્ઞ દશામાં છે. તેમાં અદ્યાપિ વિદ્યા પ્રચાર એટલા ઓછા પ્રમાણમાં છે કે હજી સાહિત્ય વાંચનની અભિરૂચી અથવા તે વાંચવા સમજવા જેટલું જ્ઞાન બહુજ ઓછા ભાગમાં છે, તેમાં મોટા ભાગ માટે જોઇશું તો નવીન ઢબમાં સરળ અર્થવાળાં ગીતો, ગરબા, રાસડા વિગેરે ઉપર પ્રીતિ ધરાવતા માલુમ પડે છે. આવા હેતુથી ગીત સામગ્રીનું વાંચન જો સમ્યક પ્રકારે સંગ્રહીત કરવામાં આવે તો તે સમાજને ઘણુંજ ઉન્નતિના સાધનભૂત થશે એવી મહાત્માઓ તરફથી પ્રેરણા થવાથી સ્ત્રી જાતિને જે સ્વાભાવિક છે તે સંગીતનું શાસ્ત્રીય રીતે જ્ઞાન આપવાની પ્રથાનો પ્રચાર અને તે દ્વારા નિર્દોષ આનંદની પ્રાપ્તિનો લાભ સારી રીતે મળે તેવા હેતુથી જ્ઞાન સંપત્તિના પ્રમાણમાં તેમજ ધાર્મિક બાબતોનું જ્ઞાન અને બોધ ગીતો દ્વારા પ્રાપ્ત કરી શકે તેવાં સુબોધક કાવ્યો ઘણાજ શ્રમે સંગ્રહીત કરી આ પુસ્તક છપાવવામાં આવ્યું છે. પુસ્તક છપાવવામાં સુજ્ઞ બ્હેન સુરજબેન તથા બ્હેન સાંકળીબેન પોતાના તથા પુતાના મર્હુમ પુત્ર મુળચંદભાઇના શ્રયાર્થે આ બુક છપાવવામાં જે કાંઇ આર્થિક સહાય કરી છે તેવણશ્રીનો તથા સાથે રીખવાવાળા શા. પીતાંબર હરીભાઇના પુત્રરત્ન મોહનલાલભાઇનો તથા પરમ ઉત્સાહી ધર્મપ્રેમી તેઓના લઘુ ભ્રાતા હેમચંદભાઇ તથા સન્મિત્ર મહીજીભાઇ છગનલાલ પેન્ટરનો સહર્ષ આભાર માનવામાં આવે છે.

વિદ્વજ્જનો પાસે ઉદ્ભવિત સ્ખલનાની ક્ષમા યાચી વિરમું છું.

સુજ્ઞેષુકિંબહુના. ઇતિ શાંતિઃ ॥ ૩ ॥ પ્રકાશક.

સવચંદ દામોદરદાસ શાહ.
હેડ માસ્તર શ્રી મુક્તિવિજયજી જૈન પાઠશાળા—બોરસદ.



શ્રી જૈન રત્ન વ્યાખ્યાન વાચસ્પતિ

## મુનીશ્રી લબ્ધીવિજય મહારાજ.

ગુરૂ ભક્તિ નિમિત્તે બનાવનાર.
શાહ હેમચંદ મોહનલાલ-પાદરા.



॥ महावीरो विजयतेतराम् ॥

# ગુરૂગુણ રત્નમાળા.

## મહાવીર સ્તુતિ.

ત્રોટક છંદ.

નમો વીર વિભુ ધર ધીર સદા, નમતાં ન પડો ભવ કૂપ કદા;
સુર ઇંદર ગણધર જાસ નમે, નમતાં ન ભમે ભવ ભય કો વમે. ૧
દયા દાનનિધિ કહે શુદ્ધ વિધિ, માને સો પાવે સડક સુધી;
હમ દુઃખ હરો પ્રભુ સુખ કરો, તુમ ગુણ મકરંદકો મૈં ભમરો. ૨
પ્રભુ વીર કરમ હરિ તીર તુમે, ચરણા શરણા તુમરા હૈ હમેં;
સુખ શાન્તિ કરી ભવ તાપ હરિ, શરણાગત તારો હાથ ધરી. ૩
સુર કોટિ સદા શુભ સેવ કરે, નવ સ્વર્ણ કમલ પદ કમલ ધરે;
એસે પ્રભુ વીર જીણંદ ગમેં, જો ચાર કષાયકો નિત્ય દમેં, ૪
સિરિ વીર પ્રભુ રવિ સુખ કરેં, મહા મોહ તિમિર અઘ દૂર હરે
નિજ લબ્ધિસે નિજ સમાન કરે, તસ ચરણકમલમેં કોન પરે. ૫

## ગુરૂ સ્તુતિ.

ત્રોટક છંદ.

વિજયાનન્દ આનંદ રૂપ સહી, તુઝમેં મમતા અતિ દૂર રહી;
ભવ તાપ હરી સુખ શાન્તિ વરી, પરમાતમ પદમેં ચિત્ત ધરી. ૧
ગુરૂ જ્ઞાન સુધારસ પાન કરે ભવિ જીવનકે સંતાપ હરે;
ગતિ માનવકો દેવ સાની કરી, મોહ રૂપ મહા અંધકાર હરી. ૨
નદ પંચ નિવાસી ઉદ્ધાર કરી, ગુર્જર દેશે ગુરૂ પાંવ ધરી;
ઉપકારી અતિ ઉદ્ધાર કરી, જસ કીરતી દેશ વિદેશ ફરી. ૩

નહીં સેવકપેં મમતા વેં કરેં, નિર્મોહી ગુરૂ દુઃખ દંદ હરે;
અધ્યાતમ પદમેં ચિત્ત ધરી, ગુરૂ દેશના દે ભવ પાર કરી. ૪
સૂરિ છત્તીશ ગુણ અહોનિશ ધરે, ઉપકારકો દેશ વિદેશ ફરે;
દસ સહસકી શ્રદ્ધા શુદ્ધ કરી, સુખ શાન્તિસે શુદ્ધ ગતિ હૈ વરી. ૫
ગુરૂ સૂરિ કમલકે ચરણ ધરી, દેખી ન સુની તુમકી રતિ કરી;
અબ લબ્ધિ કહે ગુરૂ હાર કરી, કરો પાર નૈયામઝ ધાર પરી. ૬

### ધનાશ્રી.

વિજયાનંદ સુખકાર સેવો તુમ, વિજયાનન્દ સુખકાર, અંચલી.
નિત્ય વો આતમ રૂપમેં રમતે, અનુભવ સુખ ભંડાર—સેવો તુમ૦ ૧
નિજ સમ પરકો નિત્ય સમઝતે, નીતિ નિપુણ થે ઉદાર—સેવો તુમ૦ ૨
દેશ પંજાબકો પ્રથમહી તારી, આયે ગુજરાત મઝાર—સેવો તુમ૦ ૩
શ્રી સિદ્ધાચલ દરસ કરીને. બુદ્ધિવિજય ગુરૂ ધાર—સેવો તુમ૦ ૪
અમેરીકા લંડન તક મશહૂર, નામ પાયાથા ઉદાર—સેવો તુમ૦ ૫
સંઘ સકલ મિલ સૂરિ પદ દીનો, શ્રી પાલીતાના મોઝાર—સેવો તુમ૦ ૬
અતિ સુંદર કૃતિ ગ્રન્થ રચિને, કિયો હે જૈન ઉદ્ધાર—સેવો તુમ૦ ૭
ઉર્દૂ આતમરામ સુહાવે, નામ જિનોંકા શ્રીકાર—સેવો તુમ૦ ૮
દેશ પંજાબ શ્રી ગુજરાં વાલા, પહુંચે મુનિ સિરદાર—સેવો તુમ૦ ૯
જેઠ સુદિ ઓગ્નીસાત્રેપન [ ૧૯૫૩ ] આઠમ મંગળવાર—સેવો તુમ૦ ૧૦
અર્હત્ અર્હત્ મુખસેં જપતાં, પહુંચે સ્વર્ગ દુવાર—સેવો તુમ૦ ૧૧
જિસ ઘર ગુરૂકા નામ સહારા, ઉસ ઘર મોજ બહાર—સેવો તુમ૦ ૧૨
સુરિ કમલ ચરણોંકા સેવી, લબ્ધિવિજયકો આધાર. સેવો તુમ૦ ૧૩

## ગુરૂ દર્શન.

### આસો સાહેલી ભુવનેશ્વરીના એ રાગ.

આસો સાહેલી (૨) ગુરૂવરના સહુ, સ્નેહ થકી દર્શન કરીયે;
સર્વ મનોરથ સદા ફળે ત્યાં, ગામાંગ જતાં ફરીયે,

દુઃખ હરનારા સુખદ વાક્યને, ભાવ ધરી શ્રવણે ભરીયે;
આનંદમય આરામ તજીને, વિષમય વનમાં નવ ફરીયે.
તન મન ધનનો ત્યાગ કરી સહુ, ધર્મ મૂર્તિ આગળ ધરીયે;
કરૂણાસાગર તણી કૃપાયે, આ ભવસાગરથી તરીયે.

## ગુરૂના દર્શન માટે જતી વેળાએ બોલવાનું ગીત.

### રાગ— રઘુપતિ રામ હૃદયમાં રહેજોરે.

ચાલો બહેનો આજ દર્શન કરવારે,
પાપ તાપ સંતાપને હરવા. ચાલો બહેનો આજ. ટેક.
પાંચ મહાવ્રતને ધરનારારે, શાન્તિ સર્વ સ્થળે કરનારારે;
તારી બહુ જીવને તરનારા, ચાલો બહેનો આજ. ૧
મારા ગુરૂજી છે જ્ઞાનના દરિયારે, ભારે ભારે ગુણોથી ભરીઆરે;
જગનો ઉદ્ધાર કરવા અવતરીઆ. ચાલો બહેનો આજ. ૨
જેની અમૃત સરખી છે વાણીરે, પથ્થર જેવાને કરી દીયે પાણીરે;
એને અંતરમાં અમે આણી ચાલો બહેનો આજ. ૩
શાંત દાંત છે સુખકર સ્વામીરે, નાખ્યા વિષય વિકારને વામીરે;
રહ્યા વૈરાગ્ય ભુવને વિરામી, ચાલો બહેનો આજ. ૪
સંશય સરલપણે છેદનારારે, ભેદ ભાવનો ભય ભેદનારારે;
સંકટ સમભાવથી વેદનારા, ચાલો બહેનો આજ. ૫
જેના દર્શનથી દુઃખ જાવેરે, આધિ વ્યાધિ ન આગળ આવેરે;
સુખ સકળ પ્રદેશે થાવે, ચાલો બહેનો આજ ૬
સદ્બોધ શ્રવણ આજે કરશું રે, મહા પુરૂષોના પગલે અનુસરશું રે;
સંતશિષ્ય થઇ ધ્યાન ધરશું. ચાલો બહેનો આજ. ૭

# મહાવીર જીવન.

૧

મ્હેની શાસ્ત્રો વખાણેરે, સુગુરૂવરની વાણી;
સુણી કાર્ય આદરીએ જે, કરે જગ સુખ લ્હાણી. મ્હેની.
પ્રાણી સેવાનો મંત્રજરે, પ્રભુ મહાવીરે દીધો;
નીજ જીવનથી જગનેરે, અમોલો બોધ દીધો. મ્હેની.
નીજ વડીલની સેવારે, પ્રેમે દીલભર કરવા;
નવ રાખી લગારેરે, સુખદ સંયમ પરવા. મ્હેની.
પ્રભુ પરઉપકારીરે, પરદુખે દીલ બળે;
જગહિત વિણુ જેનેરે, જરાએ ન જંપ વળે. મ્હેની.
સતિ ચંદન બાળારે, હૃદયભર રહી આશે;
પ્રભુ પોતે પધાર્યારે, ગોચરીએ ઉલ્લાસે. મ્હેની.
દુઃખ લોકો દેતારે, ડસે અને પ્રાણ હરે;
એવા સર્પની ઉપરરે, પ્રભુ નેહ નજર કરે. મ્હેની.
પ્રભુ રાફડા ઉપરરે, કાર્યોત્સર્ગ કરવા;
દયા આંગણી પધારેરે પતિતને ઉદ્ધરવા. મ્હેની.
આવ્યો રંક ભિખારીરે, દારિદ્રે મુંઝાય;
આપી વસ્ત્ર વહાલેરે, ટાળી પીડ દુઃખદાય. મ્હેની.
કરે યક્ષ પીડારે, આપે સંકટ જનને;
આપી બોધને તાર્યોરે, હરી પીડા જગજીવને. મ્હેની.
ઇંદ્રભૂતિ આદિરે, સંશય ટાળી ભક્ત થયા;
પ્રભુ મ્હેર જ્યાં વરસીરે, ભવ તણા બંધ ગયા. મ્હેની.
એમ અનેકને તાર્યારે, દયાળુ પ્રભુ વીરે;
નિજ જીવનથી દીધોરે, સુબોધ શ્રી મહાવીરે. મ્હેની.
સેવા સ્નેહથી કરજોરે, જગ પ્રાણી જગની;
પ્રભુ એમજ કહે છે રે, સફળ ભવ ગુજ કહાણી. મ્હેની.

# શ્રી કલ્પસૂત્રની ગુંહલી.

૨

## સહીયર સુણીયેરે, ભગવતી સૂત્રની વાણી; એ દેશી

ભવિયણ સુણજોરે, કલ્પસૂત્રની વાણી;
મીઠી લાગેરે વાણી અમીય સમાણી. આંકણી.

કલ્પસૂત્રની મોટી મહીમા, વીર જિણંદ વખાણે;
ગૌતમ ગણધર વીર વચનને હ્રદય કમળમાં ધારે. ભવિ૦ ૧
અરિહંત સમ નહીં દેવ જગતમેં, પદમેં પરમ પદ મોટું;
તીરથમેં શત્રુંજય જાણો, સૂત્રમેં કલ્પ વખાણો. ભવિ૦ ૨
દેવ ગણોમેં ઈંદ્ર છે મોટા, તારાગણમેં ચંદ;
ન્યાય નીતિમેં રામ વખાણો, કામ સ્વરૂપમેં જાણો. ભવિ૦ ૩
રૂપવતીમેં રૂડી રંભા, વાજીંત્રમેં જેમ ભંભા;
ગજવરમેં ઐરાવણ કહીએ, યુદ્ધમેં રાવણ લહિયે. ભવિ૦ ૪
બાણાવલીમેં અર્જુન બલિયો, ગુરુમેં વિનય જશ ભણીયો;
મંત્રમાંહી નવકારજ જાણો, બુદ્ધિમેં અભય ગવાણો. ભવિ૦ ૫
સર્વ વૃક્ષમેં કલ્પવૃક્ષ જેમ, અધિક વડાઇ ધારે;
સર્વ સૂત્રમેં કલ્પસૂત્ર તેમ, પાપ કલંક નિવારે. ભવિ૦ ૬
કલ્પસૂત્ર જે ભણશે ગણશે, તિસત વાર સાંભલશે;
વીર કહે સાંભળજો ગૌતમ, તે ભવસાયર તરશે. ભવિ૦ ૭
નિધિ રસ નિધિ ઈંદુ વત્સરમેં, રહી સીનોર ચોમાસું,
વીરવિજય કહે વીર પ્રભુકી વાણીમેં નહિ કાચું; ભવિ૦ ૮

## પજુસણ પર્વ ગીત

૩

સજની મોરી, પર્વ પજુસણ આવ્યાંરે, સ૦ ભવ્ય જીવ મન ભાવ્યાંરે;
સ૦ દ્વીપ નંદીસરે જાવેરે, સ૦ દેવ અઠાઈ મનાવેરે. ॥ ૧ ॥

સ૦ જીવા ભિગમનો પાઠરે, સ૦ કરે વિવિધ પણે ઠાઠરે;
સ૦ ગામ નગર નર નારરે, સ૦ નિજ શક્તિ અનુસારરે. ॥ ૨ ॥
સ૦ દાન શિયલ તપ ભાવરે, સ૦ ભવ જળ તારણુ નાવરે;
સ૦ પૂજા પ્રભાવના થાયરે, સ૦ મનમેં હર્ષ ન માયરે. ॥ ૩ ॥
સ૦ સાધુ રહે ચઉમાસરે, સ૦ સફલ થઇ મન આસરે;
સ૦ લોચ કરે મુનિરાજરે, સ૦ અભ્યંતર ગુણુ કાજરે. ॥ ૪ ॥
સ૦ સોહાગણુ વદે નાથરે, સ૦ એકજ ધર્મ છે સાથરે;
સ૦ કલ્પ ધરે પધરાવોરે સ૦ લેઇએ જન્મનો લહાવોરે. ॥ ૫ ॥
સ૦ સાડંબર ગુરૂ પાસેરે, સ૦ આવિયે અતિ ઉલ્લાસસેરે;
સ૦ જ્ઞાન ભક્તિ શુભ કીજેરે, સ૦ ગુરૂ હસ્તે કલ્પ દીજેરે. ॥ ૬ ॥
સ૦ કીજે અર્જ કરજોડીરે, સ૦ સંભલાવો કર્મ તોડીરે;
સ૦ સુત્ર કલ્પ વ્યાખ્યાનરે, સ૦ સુણિયે અમિય સમાનરે. ॥ ૭ ॥
સ૦ ધર્મ સારથી જાણોરે, સ૦ શ્રી દેવી સ્વપ્ન વખાણોરે;
સ૦ મોરી સ્વપ્નપાઠક બોલાવોરે, સ૦ જન્મ શ્રી વીરનો થાવેરે. ॥ ૮ ॥
સ૦ પ્રભુએ દીક્ષા ધારીરે, સ૦ મોક્ષ ગયે કર્મ જારીરે;
સ૦ શ્રી આદિનાથ વખાણુરે, સ૦ પટાવલી છે પ્રમાણુંરે. ॥ ૯ ॥
સ૦ મોરી સામાચારી પ્રધાનરે, સ૦ બારસો નવ વ્યાખ્યાનરે;
સ૦ સંવત્સરિ પડિક્કમિયેરે, સ૦ સર્વાપરાધને ખમિયેરે. ॥ ૧૦ ॥
સ૦ આતમ આનંદ ભરિયેરે, સ૦ શિવ લક્ષ્મી હર્ષ વરિયેરે;
સ૦ વલ્લભ ધર્મ મનાવોરે, સ૦ આતમ હર્ષ વધાવોરે. ॥ ૧૧

---

## ૪

પર્વ પુણ્ય પવિત્ર બેની આવીયાંરે;
સહુ સજ્જનને અંતરે તે ભાવીયાંરે. પર્વ.
બેની સદ્દગુરૂ કહે છે એવા પર્વમાંરે;
કરો જીવન સફળ સંસારમાંરે. પર્વ.
બેની દુષ્ટ સંગ કષાયનો છાંડીયેરે;
બેની સુખદ સંગ કર્તવ્યથી માંડીયેરે. પર્વ.

એની ક્રોધ લોભ ઇર્ષ્યા માન મદ તજોરે;
એની સેવિકા થવાને સુશિક્ષતા સજોરે. પર્વ.
એની ઝેર વેર કલેશ બીજ તોડીએરે;
એની સંપ થકી કુટુંબને જોડીએરે. પર્વ.
એની સર્વ જીવ આતમ સમા જાણીએરે;
મન, મોટે ક્ષમા કરી માગીએરે. પર્વ.
એની જીવન સફળ પરમાર્થથીરે;
નવ આભડાશો બાળી બ્હેન સ્વાર્થથીરે. પર્વ.
એની શત્રુ મિત્ર સૌને સ્નેહ આંગણેરે;
લઈ દઈ ક્ષમા નિમંત્રજો હિત કારણેરે. પર્વ.
એની સતીઓના બોધને અનુસરીરે;
મહાવીર તણો વારસો ફરી ધરીરે. પર્વ.
આંતે પર્વમાં પ્રતિજ્ઞા લેજો એટલીરે;
કરીશ સેવા નિઃસ્વાર્થે થશે તેટલીરે. પર્વ.
ફરી સિદ્ધ પણ વર્તને બતાવજોરે;
એની સંસારમાં સ્વર્ગ સરજાવજોરે. પર્વ.
એની એજ મહા પર્વના શુભ બોધ છે રે;
એની એજ જીવન સાર્થકના શોધ છે રે. પર્વ.

---

# મુનિરાજ શ્રી આત્મારામજી મહારાજની ગહુંલી.

## ૫

**મન માને નહી સૌ ફેરા સમજાવું તોય શું થાય. એ રાગ.**

ગુરૂ ગુણવંતા, દેશ વિદેશ વિચરતા ભવિજન તારતા,
મત પાખંડી, ખંડન કરિ મહિમા જીન ધર્મ વધારતા, એ ટેક.
પંજાબ દેશ સુંદર પાયા, ઉત્તમ ક્ષત્રી કુળમાં આયા;
લઘુ વય દિક્ષા લે ગુરૂરાયા, ગુરૂ. ૧
દુકર સંજમ પરિસહ વેઠી, જીન આગમ સાર લહ્યો જેથી;
ઢુંઢકમત ત્યાગ કર્યો તેથી, ગુરૂ. ૨

ગુરૂ જ્ઞાન તણા દીસે દરિયા, ભવોદધિ તારણ પ્રવહણ મળીઆ:
શ્રુતસાયર અમિરસથી ભરીયા, ગુરૂ. ૩
બહુ ઢુંડકને શ્રાવક કરીયા, જીન ધર્મ વિશે તે અનુસરીયા;
મુનિ ઉપદેશે ભવજળ તરીયા, ગુરૂ ૪
ખટ દર્શન પંડિતપદ વરીયા, જસ દેખી અન્યમતિ ડરીયા;
ગીતારથ ગુરૂ ગુણથી ભરીયા, ગુરૂ. ૫
દસત્રીસ શીષશુ વિચરંતા, આવ્યા ગુરૂ ગુર્જરમાં ફરતા;
શુભ રાજનગર પાવન કરતા, ગુરૂ. ૬
ઓગણીસેં સુંવાળીસ સાલે, મુનિ આતમરામ રમણ માહાલે;
જસ દરિસણ પાપ સકળ બાળે, ગુરૂ. ૭
આગમ વાણી કરૂણા ભાવે અતિ ગહન અર્થથી સમજાવે;
વિતરાગગિરા ગુરૂ ગરજાવે, ગુરૂ. ૮
અમૃતધારા વરસ્યા વાણી, ભવિ હૃદયભૂમિકા બાંજાણી;
અતિ શુષ્ક બીજ અંકુર આણી, ગુરૂ. ૯
લઘુ વયમાં જ્ઞાન દશા જાગી અનુભવ રસ લીલાલય લાગી;
જીન આગમ તત્વ વીણા વાગી, ગુરૂ. ૧૦
જંગમ તીરથ છે મુનિરાયા, ભવ અટવિમાં શીતળ છાયા;
અમ પુન્ય થકી દર્શન પાયા, ગુરૂ. ૧૧
કરૂણાનિધિ વીનતી ચીત ધરજો, આ રાજનગર પાવન કરજ્યો;
સાકળચંદના પાતક હરજ્યો, ગુરૂ. ૧૨

## આચાર્ય શ્રી વિજયકમલ સુરીશ્વરજી મહારાજની ગહુંલી.

૬

**ઘન વટા ભુવન રંગ છાયા—એ રાગ.**

નમું શ્રી આચાર્યજી મહારાયા, જિન શાસન જય વરતાયા;
સુરા બાલ થકી બ્રહ્મચારી, જ્ઞાનાદિક ગુણના ધારી;
વૈરાગી ત્યાગી સુહાયા. નમું. ૧

વિચર્યા બહુ ગામેગામ, જન પ્રતિ બોધ્યા બહુ ઠામ;
સમતા ગુણ ઉરમાં લાયા. નમું. ૨
બ્રહ્મચારી પૂર્ણ પ્રતાપી, દશ દિશમાં કીર્તિ વ્યાપી;
ભક્તોના મનમાં ભાવ્યા. નમું. ૩
શ્રદ્ધાળુ ધર્મે પૂરા, ક્રિયાઓમાં નિશદિન શૂરા;
તજી દુર મમતાને માયા. નમું. ૪
શ્રી જીન શાસન પાટે, બેઠા છે ઉદ્ધાર માટે;
શુદ્ધ સંયમની લય લાયા. નમું, ૫
ઓગણીસ ચુંમોતેર સાલે, કીધું બોરસદ ચોમાસું દયાળે,
સાથે વાચસ્પતિ મુનિરાયા. નમું. ૬
વંદુ સદ્ગુરૂ ગુણ ધારી, એવા ગુરૂની બલિહારી;
'સર્વચંદ્ર' ગુરૂ ગુણ ગાયા, નમું શ્રી આચાર્યજી મહારાયા. ૭

## શ્રીમદ્ વાચસ્પતિ મુનિ શ્રી લબ્ધિવિજયજી મહારાજની ગહુંલી.

૭

### નેક નજર કરો નાથજી—એ રાગ.

શ્રી લબ્ધિવિજય ગુરૂ વંદીયે. જેથી ભવતરૂ કંદ નિકંદીયે જીહો. ટેક.
જેની અમૃતધારા સારીખી ગુણ ખાણી વાણી વખાણીએ જીહો. શ્રી. ૧
નિત્ય અમૃતધારા વરસાવીને, જન પ્રતિબોધે સદૈવ જીહો. શ્રી. ૨
જેના જ્ઞાન તણો મહીમા ઘણો, આપે બોધને કરે ઉપગારજો. શ્રી. ૩
તજી મોહ માયા સંસારની, કરી મોક્ષ તણી ઇચ્છાજીહો શ્રી. ૪
'સર્વચંદ્ર' કહે મુનિ તે નમો, જેથી દૂરિત જશે બધાં દૂર જીહો. શ્રી. ૫

## ગુરૂ મહારાજ પધારે ત્યારે ગાવાની ગહુંલી.

૮

જીરે આજ ઓચ્છવ વધામણાં, જીરે આનંદનો નહી પાર;

જીરે પૂર્વ પુણ્યથી પામીયા, જીરે ગુરૂદર્શન મનોહાર. ગુરૂ૦ ૧
જીરે આંગણે કલ્પતરૂ ફળ્યો, જીરે અમૃત વરસ્યા મેહ; ગુરૂ૦
જીરે કામકુંભ આજે મળ્યો, જીરે પધાર્યા ગુણગેહ. ગુરૂ૦ ૨
જીરે ભવિક જીવને તારતા, જીરે વિચરતા દેશ વિદેશ; ગુરૂ૦
જીરે અમૃત વાણી સુણાવીને, જીરે દુર કર્યા ભવિ કલેશ. ગુરૂ૦ ૩
જીરે પંચ મહાવ્રત પાળતા, જીરે ષટ કાયના પ્રતિપાળ; ગુરૂ૦
જીરે રાગરોષાદિ ટાળતા, જીરે વારતા આળપંપાળ. ગુરૂ૦ ૪
જીરે ઉત્તમ ગજ પેરે ગાજતા, જીરે સાયર સમ ગંભીર; ગુરૂ૦
જીરે જ્ઞાન ધ્યાને કરી દીપતા, જીરે મેરૂસમ વ્રત ધીર. ગુરૂ૦ ૫
જીરે રવિસમ તેજે તપ તપે, જીરે શીતળ ચંદ્ર સમાન; ગુરૂ૦
જીરે નરનારી ટોળે મળી, જીરે કરે ગુરૂગુણ ગાન. ગુરૂ૦ ૬
જીરે સંઘ સકળને તારવા, જીરે પધાર્યા ગુરૂ મહારાય; ગુરૂ૦
જીરે દુર્લભ ગુરૂ દર્શન થકી, જીરે આનંદ અંગ ન માય. ગુરૂ૦ ૭
જીરે શ્રી જિન વીરવિભુ તણી, જીરે મસ્તકે ધરતા આણ; ગુરૂ૦
જીરે મણિવિજય ભાવે ભણે, જીરે ગુરૂ દીઠે ક્રોડ કલ્યાણ. ગુરૂ૦ ૮

## ગુરૂ વિહાર કરે ત્યારે ગાવાની ગહુંલી.

૯

હાંજી સરસતી સ્વામીને વિનવું, હાંજી સદ્ગુરૂ લાગું છું પાયરે;
હાંજી શીયાળો શેને આવીયો, હાંજી ગુરૂજી થયા ચાલણહારરે.
હાંજી ગુરૂજી ચોમાસુ વહી ગયું, હાંજી વહેતાં ન લાગી વારરે.
હાંજી ગુરૂજી૦ ૧. એ આંકણી.

હાંજી પડિકમણા પોસાતણી, અમને હોંશ રહી અધુરીરે;
હાંજી વળીરે વિશેષે વખાણની, હાંજી કહો કેમ થાશે પૂરીરે. હાં૦ ૨
હાંજી વહોરવા કોણ પધારશે, હાંજી કોણ દેશે ધર્મ લાભરે;
હાંજી પચખાણ કોણ કરાવશે, હાંજી ગુરૂ વિના સવિ આભરે. હાં૦ ૩
હાંજી વ્યાખ્યાન કોણ સુણાવશે, હાંજી કોણ દેશે ઉપદેશરે;

હાંજી સુગને કોણ સમજાવશે, હાંજી કોણ ઉઠાવશે કલેશરે. હાં૦ ૪
હાંજી ટળવળતાં અમને મૂકી, હાંજી કયાં ચાલ્યા મહારાજરે;
હાંજી નિર્મળ ગુરૂ દર્શન વિના, હાજી કેમ સરશે અમ કાજરે. હાં૦ ૫
હાંજી ગુન્હા ઘણા છે અમ તણા હાંજી મનમાં ધરશો ન લગારરે;
હાંજી પાછા વહેલા પધારને, હાંજી દેજો ઉપદેશ સારરે. હાં૦ ૬
હાંજી શ્રાવક માગે સુખડી, મારા નયણે વછુટે નીરરે;
હાંજી માસકલ્પ ગુરૂ અહી કરો, હાંજી સંઘ થાય છે દીલગીરરે. હાં૦ ૭
હાંજી રાખ્યા કોઇના નવિ રહે, એમ સદ્ગુરૂ કહે અણગારરે;
હાંજી શ્રાવકને વળી સાધુને, છે આહાર લગે વ્યવહારરે. હાં૦ ૮
હાંજી વ્રત લીધા ન વિસારજો, તમે નિત્ય ગણજો નવકારરે;
હાંજી તુમને તે ફરીને વંદાવશું, એમ શ્રી ગુરૂ કહે અણગારરે. હાં૦ ૯
હાંજી વાંદી શ્રાવક સૌ પાછા વળ્યા શ્રી ગુરૂ કરે વિહારરે;
હાંજી ભાવવિજય કવિરાયના, તપગચ્છમાં સીરદારરે. હાં૦ ૧૦

## ગુરૂ મહારાજ વિહાર કરે ત્યારે ગાવાની ગહુંલી.

૧૦

ગુરૂરાજ હવે ક્યાં મળશેરે, મમ ભાગ્ય દશા કયાં ફળશેરે;
તુમ સેવક કયાં જઇ ઠરશેરે, ગુરૂરાજ હવે કયાં મળશેરે. ૧
મીઠી વાણી છે સાકર શેલરે, થાય હૃદયમાં અમૃતવેલરે;
ચાલે ધર્મરૂપી રસ રેલરે, ગુરૂરાજ૦ ૨
ગુરૂ વિહારની વાત જાણીરે, નર નારી ભરે નેત્ર પાણીરે;
જાયે નિર્મળ ગુણની ખાણીરે, ગુરૂરાજ૦ ૩
મુનિરાજ તુમે મહારાજરે, રહો અવિચળ અમ શિરતાજરે;
કીધાં ભવ્ય જનોનાં કાજરે, ગુરૂરાજ૦ ૪
દીપે આસન વીરના જેવું રે, બેઠા સમવસરણમાં તેવું રે;
લાગે સંઘ સકળને એવું રે, ગુરૂરાજ૦ ૫
જૈન ધર્મ રત્ન શુભ પામીરે, ટળ્યા કર્મને કીર્તિ જામીરે;

કહે શ્રાવિકા શિર નામીરે, ગુરૂરાજ૦ ૬

## લાવણી.

૧૧

અરી તુમ દેખોરી નૈના, ગુરૂ દેખત તન મન ચૈના. ॥ અરી૦ ॥ ટેક.

ગુરૂ ગુરૂ જગ જન કહે, ગુરૂ ગુણ જાને ન કોય;
જો ગુરૂ ગુણ કો જાનસી, પાવે શુભ ગુરૂ સોય.
પ્રથમ ગુરૂ ગુણ કરલે જૈના, જિસે સદ્ગુરૂજી તે કૈના ॥ અરી૦ ॥ ૧ ॥

પાંચ મહાવ્રત પાલતે, દયા તણા ભંડાર;
જુઠ કભી નહીં બોલતે, ત્યાગી ચોરી નાર.
મોહ મમતા મેં નહીં પૈના, દામ કોડીભી નહી લેના ॥ અરી૦ ॥ ૨ ॥

માધુકરી ભિક્ષા ચરે કરે ધરમકે કામ;
શત્રુ મિત્ર દો સમ ગિને, જપે નિરંતર નામ.
નિરંતર નિજ ગુણ મેં રૈના, કરમ દલસે નિસ દિન ખૈના ॥ અરી ॥ ૩ ॥

તપ જપ સંયમ સાધતે, જ્ઞાન ધ્યાન પરવીન;
શુદ્ધ સમાધિ સાધકે, અનુભવ રસમેં લીન.
નહીં ડેરા પાકે બૈના, નિરંતર રમતેહી રૈના ॥ અરી૦ ॥ ૪ ॥

ઇસ કળયુગ કે બીચમેં, ઐસે ગુરૂ ગુણ ધામ;
હિતકારી જગ જીવકે, હોયે આતમારામ.
કિસીને સરણા નહિ દૈના, ગુરૂ સરણા વલ્લભ લૈના. ॥ અરી૦ ॥ ૫ ॥

## લાવણી.

૧૨

સંગ નર પરનારી હરના, મિટે કરમકા બંધ ભવાંતર નરક કુંડ જરના । સંગ । અંચલી ॥

સંગ પરનારીકા ખોટા, રહે નિરંતર ખોફ જગત મેં અપજસ હોય મોટા । સદા ચિંતાતુર ચિત્ત થાવે, નહિ રતિ સમ સુખ દુઃખ મેરૂ સમ નર પાવે, અનાદર પાવે જહાં જાવે ॥

દોહા—પરનારીકે યારકો, જરા ન હોવે ચૈન ।
ખાના પીના છોડકે, ફિરે પૂઠિ દિન રૈન ॥
કલંકિત નિજ કુલકો કરના । સં૦ ॥ ૧ ॥
ત્યાગ કર મૂલપતિ અપના, ધનકે કારણ રાત દિવસ અન્ય અન્ય પુરૂષ રટના, તુચ્છ આશા નિજ દિલ ધારી, હલદી રંગ સમ રાગવતી કુટિલા અતિ પરનારી, નિરંતર દિલસે રહે કારી; ॥
દોહા—પરનારી વિષ વેલહે, નહીં જિસકા વિશ્વાસ ।
ચાહત મૂરખ અજ્ઞાનર, તિસસેં સુખકી આસ ॥
નહીં જગ અપજસ સે ડરના । સં૦ ॥ ૨ ॥
ચિંતના દિલમેં સદા જિસકો, સો પર સે નિત રક્ત જપે દિન રાત સદા તિસકો, સો ભી નર પરસે લલચાવે, ધર્મ કર્મ કો છોડ મનુષ્ય દેહ વિરથા ખો જાવે । પાપસે નરક ગતિ પાવે ॥
દોહા—લાલ સરૂપ તિહાં લોહકી, પૂતલી નારિ આકાર ।
લિપટાવે જમ સાથ તસ, રોવે જારોન્નર ॥
નહીં વહાં સુત બાંધવ સરના । ॥ સં૦ ॥ ૩ ॥
સતી એક સીતા જગ મોટી, પ્રાત સમય ઉઠ નામ જપે નિત નરગણકી કોટી. સતીકો હરકર લેજાવે, કિયો ન ખંડન શીલ તોભી રાવણ અતિ દુઃખ પાવે । નાશકુલ અપજસ જગ ગાવે ।
દોહા—પરનારી કે હરનસે, રાવણ કા યે હાલ ।
ક્યા જાને બદ કામસે, હોવેગા કર ખ્યાલ ॥
ત્યાગ પરનારી મિટે મરના, । સં૦ ॥ ૪ ॥
નહીં વસ હોવે સ્ત્રી ધનસે, મધુર વચનસેં નહીં નહીં આદર પ્રમાણ તન સે, ભયાનક જમ જુબાન ભાસે, ભવસાગર કે બીચ ગિરી સમ દુઃખદાઇ કાસે, ઋદ્ધિ સિદ્ધિ સબહી નાસે ॥
દોહા—સતી પરાયે પુરૂષ કા, સાગારી પરનાર ।
ત્યાગ કરે શુભ ભાવ સે, ધન માનવ અવતાર ॥
આતમ વલ્લભ આનંદ ભરના ॥ સં૦ ૫ ॥

## વ્યસનીનાં આચરણો.

### ૧૩

### રૂખુપતિ રામ રૂદેમાં રહેજોરે—એ રાગ.

સુણો સમજુ સકળ નરનારીરે, કહું હીત શીખામણ સારીરે;
વધે દિનપરદિન અનીચારી, બોળે કુળ બાપનું બહુ વ્યસનીરે. ૧
જુલી બાન હૉટલમાં જાએરે, રાશી વાશી ને એઠું ખાએરે;
મહા રોગના ભોગી તે થાએ, બોળે કુળ બાપનું બહુ વ્યસનીરે. ૨
શાક સ્વાદે બટાટા જમતારે, જોયા જોટાના પાટીયે ભમતારે;
બારે માસ જુગારૂ રમતા, બોળે કુળ બાપનું બહુ વ્યસનીરે. ૩
ઘરનારનું રાંધ્યું ન ગમતુંરે, ખાવા હૉટલમાં મન ભમતુંરે;
રહે પાપનું ત્રાજવું નમતું, બોળે કુળ બાપનું બહુ વ્યસનીરે. ૪
બોધ ધર્મગુરૂનો ન માનેરે, મુછ શ્વાનના પુછ સમાનેરે;
પાકયા હિંદમાં એવા હેવાને, બોળે કુળ બાપનું બહુ વ્યસનીરે ૫
પીયે બીડીને કાળજું બાળેરે, લાભ પાપના બાપ ન ભાળેરે;
તોયે ટેવ બુરી નવ ટાળે. બોળે કુળ બાપનું બહુ વ્યસનીરે. ૬
પડે ગળફાને ખાંસી થાએરે, શ્વાસ વિષ્ટા સમ સોઢાએરે;
તેજ નેત્રતણું ઝટ જાએ, બોળે કુળ બાપનું બહુ વ્યસનીરે. ૭
કંઈક હોકો પીએ મહા પાપીરે, દોરી પુન્યની નાખે કાપીરે;
ભરે પાપની પોઠો અમાપી, બોળે કુળ બાપનું બહુ વ્યસનીરે. ૮
એક ફુંકે અસંખ્ય જીવોરે, મરે બળ્યો હોકાએ પાવોરે;
પડે ઉંડે કુવે લેઈ દીવો, બોળે કુળ બાપનું બહુ વ્યસનીરે. ૯
તાણી છીંકણી નાક નશીકેરે, દેખાદેખીના સુંઘના શીખેરે;
મરે કીડી મકોડી અનેકે, બોળે કુળ બાપનું બહુ વ્યસનીરે. ૧૦
લેશ નેત્રોને લાભ ન જાણેરે, કહે કુશગ વૈદ પ્રમાણેરે;
ખોદે હાથે ન પાપની ખાણો, બોળે કુળ બાપનું બહુ વ્યસનીરે. ૧૧
બુરી હા તને સહુ બાળોરે, કદી ડાઘ ન લાગે કાળોરે;
બાંધો ધર્મરૂપી શુભ માળો, બોળે કુળ બાપનું બહુ વ્યસનીરે. ૧૨

એક કાવ્યકળા નવ જાણું રે, ગુરૂરાજ પસાએ રચાણું રે;
જોયું કેશવે તેવું લખાણું, બોળે કુળ બાપનું બહુ વ્યસનીરે. ૧૩

૧૪

સુણુ સાહેલી ગુરૂ મુખ વાણી સુખની ખાનિ જાની ।
કરી અઘ હાનિ જીવ વરે સુખ દાની શિવ પટરાની ॥ સુણુ૦ ॥ ટેક
સંસાર અસાર છે દુઃખ દરિયો । જરા રોગ સોગ જલથી ભરીયો ।
જેણે ધર્મ કર્યો તે નર તરિયો. ॥ સુણુ૦ ॥ ૧ ॥
શુદ્ધ દેવ ગુરૂ ધર્મ શુદ્ધ માની । શ્રદ્ધ શુદ્ધા નિજ મનમેં આની ।
કરો વ્રત પચ્ચક્ખાણુ ભવિ પ્રાની. ॥ સુણુ૦ ॥ ૨ ॥
ધન્ય દેવ જિનેશ્વર ગુરૂ મેરે । કહે દ્વાદશ વ્રત શ્રાવક કેરે ।
જે પાલે ટાલે ભવ ફેરે. ॥ સુણુ૦ ॥ ૩ ॥
જે ત્યાગે હિંસા થૂલ થકી । નવિ બોલે જૂઠું મૂલ થકી ।
પર દ્રવ્ય ગણે તુચ્છ ધુલ થકી. ॥ સુણુ૦ ॥ ૪ ॥
પરદારા ત્યાગે શુદ્ધ મના । સદાર સંતોષ આનંદ ધના ।
કરે પંચમ વ્રત મર્યાદ ધના. ॥ સુણુ૦ ॥ ૫ ॥
વ્રત છઠું દિશિ પરિમાણુ ભણો, વલિ સાતમું ભોગોપભોગ ગણો ।
કરો ત્યાગ અભક્ષ બાવીશ તણો. ॥ સુણુ૦ ॥ ૬ ॥
અનર્થ દંડ આઠમું જાનો । સામાયિક નવમું મન આનો ।
દેશાવકાશિક દશમું માનો. ॥ સુણુ૦ ॥ ૭ ॥
અગીયારમું પૌષધ વ્રત લઇએ । બારમું શુદ્ધ દાન મુનિ દઇએ ।
બારમે દેવલોક સુધી જઇએ. ॥ સુણુ૦ ॥ ૮ ॥
ધન્ય આતમ આનંદ વ્રત ધારી । વરે શિવ લક્ષ્મી ભવિ નરનારી ।
ગુરૂ હર્ષ વલ્લભ દિલ મેં ધારી. ॥ સુણુ૦ ॥ ૯ ॥ ઇતિ.

## સટોરીયાને શીખામણ.

૧૫

સુણ ચતુર સુજાણ પરનારીશું પ્રીત કદી નવ કીજીએ એ રાગ.

સુણ સટોરીયા, સટ્ટાના કુસંગે બટ્ટો લાગશે;
તજ ટેવ બુરી, બાવળીયો વાવ્યાથી શૂળો વાગશે, ટેક.
એ ધંધો પાપી પાકો છે, જુગાર તણો પણ કાકો છે;
ફોગટ ફાંફાંનો ફાંકો છે. સુણ સટોરીયા. ૧
છે દ્વાર દુરાચારી જનનું, ભક્ષણ કરતું કીરતિ ધનનું;
રક્ષણ નવ રે'તુ તન મનનું. સુણ સટોરીયા. ૨
વ્હેવાર નથી જગમાં એનો, વિશ્વાસ ન કોઇ કરે તેનો;
ચિંતાતુર રે જીવડો જેનો. સુણ સટોરીયા. ૩
ચાંદી પેટીને જોટાનો, ધંધો એ મોટા ટોટાનો;
રસ્તો છે દોરી લોટાનો. સુણ સટોરીયા. ૪
સજ્જન કો સંગ નથી કરતું, ચગડોળ સમું મન રહે ફરતું;
મળતા સંગી ત્યાં મન ઠરતું. સુણ સટોરીયા. ૫
એ વગર મે'નતના ધંધાથી, તાજ થયા લક્ષાધિપતી;
મડદાને ખાપણ મળતું નથી. સુણ સટોરીયા. ૬
પળમાં ધનવાન બને તું તો, પળ એક પછી આંસુ લુને;
ઢીલા લમણે દેખ્યો સુતો. સુણ સટો[illegible]યા. ૭
મીઠા એ મારગ લાગ્યાથી બકરીસમ બનીયા બહુ હાથી;
ભીખ માગીને ભાગ્યા ત્યાંથી. સુણ સટોરીયા ૮
ઘરબાર ઘરેણાંને મેલી, ખત લખી આપે જુગટું ખેલી;
બૈરી બાળકનો કુણ બેલી. સુણ સટોરીયા. ૯
વ્યસનો વધશે એથી ઝાઝા, નિજ કુળ તણી ઘટશે માઝા;
ધીટકાર તણાં વાગે વાજાં. સુણ સટોરીયા. ૧૦
છે સટ્ટામાંહે પાપ અતી, મૃત્યુથી પામે માઠી ગતી;
નરકાદિક પણ સંઘરતું નથી. સુણ સટોરીયા. ૧૧
છે ઉત્તમ ધંધાઓ બહુએ, કરી મે'નતને રળતા સહુએ;
સૌ સાંભળજે તુજને કહુએ. સુણ સટોરીયા. ૧૨

કેશવ શીખ ઉર ધરજે સારી, તજ સદાને શર્ણુ ધારી;
હારી બેઠા કંઈ ઝખમારી. સુણુ સટોરીયા. ૧૩

## ગહુંલી.

૧૬

**એ સાહેલી જંગમ તીરથ જોવા ઉભી રહેને એ રાગ.**

અરે ! સાહેલી ગુરૂવર દર્શન કાજે આજે જઇએ;
સખી અલબેલી કરી દર્શન સુણી વાણી પાવન થઇએ. ટેક.
ગુરૂ વાણી અદ્ભુત મેં જાણી, શીતળ સમતા રસનું પાણી;
ધરે ક્રાન ક્રોધ ન કુથલીની ક્રાણી. અરે૦

સખી ક્રુર કુચાલ તણા ખીલા, ખટકે ઉરમાં ન થતા ઢીલા;
દુર જાય હ્રિદય સુખ રમ્ય લીલા. અરે૦
એ ક્રુર કુચાલ તજી દેવા, કુરૂઢીના હી તજવા હેવા;
શીખવે ગુરૂ સત્ય તણી સેવા. અરે૦
હતી જૈન સમાજ ઉદય ઘેલી, વીરશાસન કીર્તિ રહી રેલી;
અસ્તે અજ્ઞાને એ હડસેલી. અરે૦

એ ઉદય કાળ પાછો આણે, ગુરૂ નવીન જમાનાને જાણે;
કોનું મન એ ગુરૂથી ન માને. અરે૦
બહુ બોધ કરે અનિતિ ટળવા, ઉપદેશી વર્તન સુધરવા;
સખી દીઠા ગુરૂ એવા ગરવા. અરે૦
સખી વીરશાસન વિજય કાજે, ગુરૂવર વ્યાખ્યાન વિષે ગાજે;
જોઇ પર પીડા ગુરૂ ઉર દાઝે. અરે૦
હાજી હા એને નથી ગમતું, જગ જનની સુધારે મન રમતું;
પર હીત સદા ઉરમા ઝમતું. અરે૦
સદ્ગુરૂ ગુણુ ગ્રંથ સુવાસ સખી, નવ વરણવી જાય હું પામરથી;
સખી જાણીશ ચાલ તું અનુભવથી. અરે૦

## સુપુત્રોનાં આચરણ.

### ૧૭

### રઘુપતી રામ રૂદેમાં રહેજોરે.—એ રાગ.

કુળદીવા જે જગમાં કહેવાતારે, દુરાચારીના દ્વારે ન જાતારે;
ગુણ નિજ ધરમના ગાતા, કરે કુળ ઉજળુ સુપુત્રોરે. ૧
માત તાતની આજ્ઞા પાળેરે, લેશ કલેશ કદી ના ભાળેરે;
ડાઘ લાગવા દે ન કો કાળે, કરે કુળ ઉજળુ સુપુત્રોરે. ૨
ભણે વિધા ને થાએ વિવેકીરે, રહે જૈન ધર્મના ટેકીરે;
ચાલે ચાલ સદાએ નેકી, કરે કુળ ઉજળુ સુપુત્રોરે. ૩
મુકી મારગ અવળા ન જાએરે, તજી ભક્ષ અભક્ષ ન ખાએરે;
સુખ શાંતીથી રહે સદાયે, કરે કુળ ઉજળુ સુપુત્રોરે. ૪
જોઈ વ્યસનીને વેગળા નાસેરે, તજે સંગ ન બેસે પાસેરે;
રહે સજ્જનના સહવાસે, કરે કુળ ઉજળુ સુપુત્રોરે ૫
ભલુ ભાઈઓનું કરવા ભમતારે, દિનરાત દયામાં રમતારે;
મારે ક્રોધને રાખે સમતા, કરે કુળ ઉજળુ સુપુત્રોરે. ૬
તજે ચોરી જારી ને જુગારૂરે, સજે શિયળ ઘરેણું સારૂંરે;
ખાવું હોટલનું લાગે ખારૂ, કરે કુળ ઉજળુ સુપુત્રોરે. ૭
સેવા જીન પ્રતિમાની કરતારે, મેવા મોક્ષના લેવા વિચરતારે;
રહે પાપના કામોથી ડરતા, કરે કુળ ઉજળુ સુપુત્રોરે, ૮
સુખ સાહ્યબી માંહે જાણેરે, પુરા પ્રેમથી જાયે વખાણેરે;
ભરે પુન્યનાં મોટાં વાંણે, કરે કુળ ઉજળુ સુપુત્રોરે. ૯
જેને જીનશાસન પર પ્રીતીરે, તેને કોની ન લાગે ભીતીરે;
કહી કેશવે સમજુની રીતી, કરે કુળ ઉજળુ સુપુત્રોરે. ૧૦



## શુદ્ધ શ્રાવીકાના શણગાર.

### ૧૮

### માલણ ગુંથી લાવ ગુણીયલ ગજરા—એ રાગ.

સુઘડ સતી શ્રાવીકા ગુણવાળી, પહેરે સાડી શીયળની રૂપાળી. સુઘડ.
પહેરે લજ્જા કસુંબલ ચોળી, ધર્મ શ્રદ્ધાના રંગે ઝબોળી.
દયા દરજીએ હોંશે શીવેલી. સુઘડ.
કર કંકણ કરૂણાનું ધારો, પર નિન્દાને દુર નિવારો;
ચુડો શમતાનો શોભે રૂપાળો. સુઘડ.
વિશ્વ બંધુતાવીંટી રૂપાળી, જડી શાંતિ હીરે રઢીઆળી;
સદ્ભાવ સુન્દરતા રસાળી. સુઘડ.
નીતિ, મોહન મૌક્તિક માળા, પહેરે નિન્દક ભરશે ઉચાળા;
કર્મબંધ થકી રખવાળાં. સુઘડ.
ઉપયોગનું અંજન આંખે, વ્રતનિયમ ડાબલીયે રાખે;
શમતાથી જગત માર સાંખે. સુઘડ.
પ્રભુભક્તિથી અંગ પખાળી, વિશ્વ પ્રેમના આરસે ભાળી;
રાચે વદનની કાંતિ નિહાળી. સુઘડ.
ટાકી કુમ કુમ નાથની સેવા, કરે ભાવે મળે સુખ મેવા;
પ્રીતે અખંડ સૌભાગ્યને લેવા. સુઘડ.
ધ્યાન સ્વામી તણું મન ધરવું, ચરણે નુપુર સંયમ કેરૂં ધરવું;
કાર્ય પરઉપકારનું કરવું. સુઘડ.
સત્શીલ રૂમાલ રૂપાળો, વૈરાગ્ય ઝીનારી વાળો;
હોય રેશમી રૂડો રૂપાળો. સુઘડ.
કર્ણ ફુલ કનકનું ધરવું, અંતરાત્મ પ્રદેશે વિચરવું;
ધ્યાન હેયજ્ઞેયાદિનું ધરવું. સુઘડ.
ગુરૂસેવા કટાસણું રાખો, રૂડો વિનય વડીલનો દાખો;
સત્ય પન્થ વચન શુભ ભાખો. સુઘડ.
નવતત્વનો ચવળો ન ચુકો, ષડદ્રવ્ય ઘેરી બાંધી મુકો;
પ્રતિક્રમણ ઝોલે નિત્ય ઝુકો. સુઘડ.
જેવું બોલો તેવું તમે ચાલો, રાગ દ્વેષનો મેલ પખાળો;
શુદ્ધ શ્રાવીકાઓ બની માહલો. સુઘડ.
સૌ આભૂષણો રઢિયાળાં, આત્મજ્ઞાન ભર્યાં મર્માળાં;

મળે મુક્તિ તણુ઼ા મણિમાળા. સુખડ.

---

## કુપુત્રોનાં આચરણ.

### ૧૯

### રઘુપતિ રામ રૂદેમાં રહેજોરે—એ રાગ.

સુણો સજ્જન નરને નારીરે, જાએ હૉટલમાં દુરાચારીરે;
કહું વાત તેની વિસ્તારી, મુકે કૂખે માતની અંગારેરે. ૧
જીભ્યા સ્વાદે હૉટલમાં જમતારે, ભજે નાટક ત્યાં જઈ ભમતારે;
બની અંધ વિષયમાં રમતા, મુકે કૂખે માતની અંગારેરે. ૨
નીચ મિત્રોની સોબત કરતારે, પેટ હૉટલમાં જઇ ભરતારે;
કુળ બાપનું બોળીને ફરતા, મુકે કૂખે માતની અંગારેરે. ૩
ભાવે વાથી હૉટલનું ખાણુંરે, થાયે રોગીને ખોતા નાણુંરે;
નામ નિર્લજનું કહેવાણું, મુકે કૂખે માતની અંગારેરે. ૪
શ્વાન શોખે સોડાને પીતારે, લેશ વટાળથી નથી બીતારે;
મુખે ગટગટ પીતા દીઠા, મુકે કૂખે માતની અંગારેરે. ૫
લામલેટ ન લેશ મૂકાએરે, પળમાંહે કાળજડું સૂકાએરે;
પીધા વીના જાણે જીવ જાએ, મુકે કૂખે માતના અંગારેરે. ૬
પછી પીવા મદીરા શીખેરે, છકી છેક ન રાખે બીકેરે;
પડે કાદવ કચરાની નીકે, મુકે કૂખે માતની અંગારેરે. ૭
પરનારીને પાપી નીહાળેરે, બોલી ખોટુંને કાળજું બાળેરે;
ધરી મેશ ફરે મોં કાળે, મુકે કૂખે માતની અંગારેરે. ૮
એકે વાતે ન રે'તા અધુરારે, કામ પાપના કરવામાં શુરારે;
કરે વ્યસન બુરામાં બુરા, મુકે કૂખે માતની અંગારેરે. ૯
દેવદર્શન કો દી ન કરતારે, ગુરૂ વાણીને કાને ન ધરતારે;
જાણે સાંઢ ચોમાસાના ફરતા, મુકે કૂખે માતની અંગારેરે. ૧૦
મુકે પીતાના પૈસામાં પૂળારે, થાએ નિરધન જ્યારે સમૂળારે;
વાગે ત્યારે કુકર્મની શૂળો: મુકે કૂખે માતની અંગારેરે. ૧૧

કહે કેશવ એવા નરનેરે, રાખે માથે મરણના ડરનેરે;
કઈક વેચ્યાં ઘરેણાં ઘરને, મુકે કૂખે માતની અંગારેરે. ૧૨

## શ્રાવિકાને સદ્દુપદેશ.

૨૧

રાગ ઘોળનો.

સુણો સુખદાયક શિક્ષા હીતની, કહું નારી તણો અધીકાર,
ધરી મન પ્યાર, શ્રવણ કરો સ્નેહથી. ૧
પૂરવ પુન્ય તણા સંજોગથી, મળ્યો મનુષ્ય તણો અવતાર,
ઉચ્ચ કુળ મોઝાર, શ્રવણ૦ ૨
જૈનધર્મના તત્વને ઓળખો, કરી સદ્‌ગુરૂનો સત્સંગ,
ધરીને ઉમંગ, શ્રવણ૦ ૩
પ્રભાતે ઉઠી નિત્ય સંભારવા, દુઃખભંજન શ્રી નવકાર,
સદા સુખકાર, શ્રવણ૦ ૪
દળતાં ખાંડતાં ને વળી ઝાડતાં, કરો જીવ તણુંરે જતન,
રાખી સ્થિર મન. શ્રવણ૦ ૫
ઇંધણ છાણાં જોઈ જોઈ વાવરો, પાણી ગળજો સદા ત્રણવાર,
કરીને વીચાર. શ્રવણ૦ ૬
દશ ચંદરવા દશ ઠામમાં, બાંધી જીવનું કરવું જતન,
દયા રાખી તન. શ્રવણ૦ ૭
દેવ દર્શન નહિ કદી ચુકવા, કરવી સદ્‌ગુરૂની નિત્ય સેવ,
રાખી રૂડી ટેવ. શ્રવણ૦ ૮
શુદ્ધ ભોજન રાંધી સુપાત્રમાં, કરી દાનને જમવું સદાય,
શાણી એ કે'વાય. શ્રવણ૦ ૯
સાધુ સાધવી આંગણે જોઇને, લાવો અંતરમાં પૂરી પ્રીત,
કહું છું ખચીત. શ્રવણ૦ ૧૦
સાસુ સસરાની આજ્ઞાઓ પાળવી, રે'વું હળી મળી સર્વ સંઘાત;
ગણી માત તાત. શ્રવણ૦ ૧૧

અણજાણ્યા સાથે નહિ બોલવું, ડરવું દુર્જનથી દીલ સાથ,
કહું સાચી વાત. શ્રવણ૦ ૧૨
અન્ય પુરૂષ સાથે એકાન્તમાં, નિશ્ચે બેસવું નહિ કોઇવાર,
લજ્જા મૂકી નાર. શ્રવણ૦ ૧૩
રાત્રિએ નહિ જવું કદીં એકલું, ઉંચે સાદે ન કરવો ઉચ્ચાર,
રાખો મન બ્હાર. શ્રવણ૦ ૧૪
નીચ નારી મંડળમાંહી બેસતાં, અણધાર્યું આવે શીર આળ,
વૃથા જાય કાળ. શ્રવણ૦ ૧૫
કામ વિના છોડી ઘર આપણું, નહિ જાવું પરાયાને ઘેર,
કહું રૂડી પેર. શ્રવણ૦ ૧૬
પરણ્યા પછી નહિ રહો પીયરમાં, એ છે પતિવ્રતા નારીનો ધર્મ,
જાણો તેનો મર્મ. શ્રવણ૦ ૧૭
શુદ્ધ પતિવ્રત પાળવું પ્રીતથી, એ છે સાચો સદા શણગાર,
શાંતિનો દેનાર. શ્રવણ૦ ૧૮
પીયુ પરદેશમાં કદી હોય તો, ધરવો નહિ શણગાર અંગ,
વિવિધ વિધરંગ. શ્રવણ૦ ૧૯
નીતિ રૂપી ઘરેણું રાખો સદા, અનીતિને તમે કરો દૂર;
કહું છું જરૂર. શ્રવણ૦ ૨૦
લોક નિંદા કરે એવો અંગમાં, અણઘટતો ન પેરવો સાજ,
તજી કુળ લાજ. શ્રવણ૦ ૨૧
અમૃત વચન સુણી અમૃત તણાં, કરજો એનો તમે તેનો ખ્યાલ,
સાચો આણી વહાલ. શ્રવણ૦ ૨૨

---

## ન્યાયાંભોનિધિ જૈનાચાર્ય શ્રીમદ્વિજયાનંદસૂરિશ્વરજી શ્રી આત્મારામજી મહારાજની ગહુંલી.

૨૩

ધન ધનરે આત્મારામ ઢુંઢકમતના ટાળુ ॥

ઢુંઢક ટાલુને ભવોદધિ તારૂ । વારૂ કર્મ કુઠારરે ॥
તસ મુનિવરનું વરણન કરતાં । સુણજો સહુ નર નાર ॥ ઢું૦ ધ૦ ॥ ૧ ॥
ઢુંઢકમત ત્યાગી કરીરે । દેશ પંજાબનીમાંહરે ॥
રાજનગરમાં આવીયારે । ધરવા સુગુરૂ સન્નાહ ॥ ઢું૦ ધ૦ ॥ ૨ ॥
પ્રથમ શિષ્ય તસુ શોભતારે । લક્ષ્મીવિજય મુનિરાજરે ॥
વૈરાગી ત્યાગી ખરારે । જ્ઞાન દાન કરે કાજ ॥ ઢું૦ ધ૦ ॥ ૩ ॥
અવનીતલ પાવન ગુરૂ કરતા । વિચરે દેશ વિદેશરે ॥
સંજમ ખપ કરતા નમુંરે । એહવા મુનિ સુવિશેષ ॥ ઢું૦ ધ૦ ॥ ૪ ॥
મેઘધ્વનિ દીયે દેશનારે । ધરી કરૂણા ઉચ્છાહેરે ॥
જાણે સવિ જગ જીવનેરે । કરૂં જીન શાસન માંહે ॥ ઢું૦ ધ૦ ॥ ૫ ॥
શિષ્ય મંડલને ભણાવતારે । છંદ તર્કને કોશરે ॥
નીતિ રીતિ સિદ્ધાંતનારે । ગ્રંથ ધરી બહુ હોંશ ॥ ઢું૦ ધ૦ ॥ ૬ ॥
સભાસદો તુંમે સાંભળોરે । ત્યાગી સકલ પ્રમાદરે ॥
મોક્ષમાર્ગ સારથપતિ આવ્યા । શરણ લીયો ગ્રહીપાદ ॥ ઢું૦ ધ૦ ॥ ૭ ॥
નિર્વિઘ્ને પહોચાડશેરે મોક્ષનગર ભલે ભાવરે ॥
એમ જાણીને સેવજોરે । લોહકીલ જીમ નાવ ॥ ઢું૦ ધ૦ ॥ ૮ ॥
એહવા મુનિ ગુણ ગાવતાંરે । આવે ગુણ નિજ અંગરે ॥
એ ગુરૂપદ સેવન થકીરે । પામીએ લક્ષ્મી સુરંગ ॥ ઢું૦ ધ૦ ॥ ૯ ॥

---

## ગહુંલી.
## ૨૪

### સુણ ચંદાજી સીમંધર—એ રાગ.

સુણ સાહેલી વિજયાનંદ સૂરીશ્વરના ગુણ ગાને,
ગુરૂ ગુણ ગાતાં મન ઉલસે તન વિકસે આનંદ થાને. એ આંકણી.
ક્ષત્રીય કુલે અવતાર લિયો, ક્ષત્રીય ધર્મમેં ચિત્ત દિયો;
શરણાગત વત્સલ સફલ કિયો. સુણ૦ ૧
વૈરાગ ભાવ સંજમ ધાર્યું, જેણે મદન સદન જડથી જાર્યું;
બ્રહ્મચર્ય વ્રત દ્રઢ થઈ પાર્યું. સુણ૦ ૨
મુનિ ગણપતિ ગુણપતિ મનમોહે, વચનામૃતથી ભવિજન બોહે;

ઉડુ ગણુ શશિ સમ યતિ પતિ સોહે. સુણ૦ ૩
શુદ્ધ જ્ઞાનાદિ ગુણુના દરિયા, શુદ્ધ સંજમ કિરિયાથી ભરિયા;
નર નરપતિ જસ ચરણે પડિયા. સુણ૦ ૪
સર્વોત્તમ ગુણ ખાણી જાણી, સૂરિ પદવી સંઘે માની;
થયા યુગ પ્રધાન સમ અતિ જ્ઞાની. સુણ૦ ૫
ગુર્જર મરૂ દેશ પંજાબ ફરી, તાર્યા ભવિજન ઉપદેશ કરી;
વંદો ગુરૂ ચરણે શીશ ધરી. સુણ૦ ૬
ઓગણીસો ચોસઠના વરસે, ગુણ ગાયા અમૃતસર હરસે;
કહે વલ્લભ ગુરૂ સેવક તરસે. સુણ૦ ૭

---

## પુજ્યપાદ શ્રીમદ્ લક્ષ્મીવિજયજી મહારાજની ગહુંલી.

૨૫

### સુણો ચંદાજી સીમંધર પરમાતમ પાસે જાજો—એ દેશી.

સુણુ સાહેલી લક્ષ્મીવિજય ગુરૂરાજ તણા ગુણ ગાઇએ,
ગુણ ગાવાથી પાપ પુંજ ક્ષય થાય એમ દીલ લાઇએ. સુણ૦ ટેક.
ગુરૂ મરૂધર દેશ જન્મ પાયા, પુષ્કર બ્રાહ્મણ કુલમાં આયા;
ભણ્યા વેદ પુરાણ ગુરૂરાયા. સુણ૦ ૧
ગુરૂ બાલપણે દીક્ષા વરીયા, ઢુંઢક મનમાં શાસ્ત્રો ભણીયા;
કલ્પિત મત જાણીને ફરીયા. સુણ૦ ૨
વિજયાનંદ સૂરિની સાથે, શુદ્ધ સંયમ ભાર ગ્રહ્યા માથે;
તાર્યા ભવિ જીવને નિજ હાથે. સુણ૦ ૩
ગુરૂ શાંત સુધા રસના દરીયા, શુદ્ધ જ્ઞાનાદિક ગુણે ભરીયા;
જસ ઉપદેશથી ઢુંઢક તરીયા. સુણ૦ ૪
ગુરૂ છકાયના રક્ષાકારી, મોહ મમતા મનમાંથી વારી;
ગુરૂ ભવ્ય જનોને દે તારી. સુણ૦ ૫
ગુરૂ નામથી આતમ સુખ પાવે, હંસસમ ઉજ્વલ તે તો થાવે;
ભવ ભવનાં દુઃખ દોહગ જાવે. સુણ૦ ૬

ગુરૂધર્મ સંપદ દે સુખકારી, જસ શિષ્ય સંપદા મનોહારી;
કર્પૂર નમે વારંવારી. સુણ૦ ૭

## શુદ્ધ ધર્મ પ્રરૂપક જૈનાચાર્ય શ્રીમદ્વિજયકમલ સુરિશ્વરજી મહારાજની ગહુંલી.

૨૬

**પ્રભુ પદ્મપ્રાસાદે આજ તખત બીરાજે છે—એ ચાલ.**

શ્રી કમલવિજયસૂરિરાજ પાટ બિરાજે છે
જસ વાણી અતિહિ રસાલ મેઘ પરે ગાજે છે એ —ટેક.
કમલસમ કોમલ જસ કાયા, ધર્માધાર કહાયરે;
નેત્ર કમલદલ જેવાં સુંદર, ઈર્યામાં કરે સહાય. પાટ બિ૦
શ્રી કમલવિ૦ ૧

ચરણકમલમાં ભમર સમા જન, વંદે થઇ ઉજમાળરે;
કોમલ કર કમલે કરી પુસ્તક, શુદ્ધ કરે છે દયાળ. પાટ બિ૦
શ્રી કમલવિ૦ ૨

હૃદયકમલમાં અહનિશ પોતે, કરતા આત્મ ધ્યાનરે;
ધ્યાતા ધ્યેયને ધ્યાન સ્વરૂપે, એકતા કરે ગુણવાન પાટ બિ૦
શ્રી કમલવિ૦ ૩

રજોહરણ શોભે છે પાસે, મુદગર સમ ભવભંગેરે;
તપગચ્છ રથ ધારણ ધોરી સમ, નમીયે અતિ ઉછરંગે. પાટ બિ૦
શ્રી કમલવિ૦ ૪

વિક્રમ સંવત ઓગણીશેંને, સતાવનની સાલરે;
માહા સુદિ પુનમને શુભ દિવસે, મહોચ્છવ કરીને વિશાલ. પાટ બિ૦
શ્રી કમલવિ૦ ૫

અણુહિલપુર પાટણની માંહે, સંઘ સકલ જયવંતરે;
હર્ષ ધરી પધરાવે પાટે, મુનિવર મોટા મહંત. પાટ બિ૦
શ્રી કમલવિ૦ ૬

વિજયાનંદ સૂરિના પટધર, જગત જીવના ત્રાતારે;
શિષ્ય શ્રીલક્ષ્મીવિજય ગુરૂ કેરા, હંસતણા ગુરૂ ભ્રાતા. પાટ બિ૦
શ્રી કમલવિ૦ ૭

# શુદ્ધ ધર્મ પ્રરૂપક શ્રીમદ્વિજયકમલ સૂરિશ્વરજીને કરેલી વિનંતી.

## ગહુંલી.

## ૨૭

**પીતળ લોટા જળે ભર્યારે—એ રાગ.**

જીનશાસન અજવાળવારે. કરવા સંઘ સંભાળરે;
સૂરિશ્વર રાજ્યનગરમાં પધારજોરે.. ...............ટેક૦
ચરણકમળ ધરતાં થશેરે, સંઘમાં મંગળમાળરે. સૂરિ૦
વિજયાનંદ સૂરિશ્વરેરે, કીધાં ચોમાસાં બે ચારરે. સૂરિ૦ ૨
વિજયકમલસૂરિ વિનવુંરે, કરજ્યો ચોમાસું આવારરે. સૂરિ૦ ૩
નવિન પંથના પાસમાંરે, ભોળાં મૃગલાં ફસાયરે સૂરિ૦ ૪
સંઘમાં કોઈ પુછે નહીરે, ફાટયામાં પગ એ ન્યાયરે. સૂરિ૦ ૫
સૂરિશ્વર આપ પધારતાંરે, સંપ થશે સંઘમાંહ્યરે. સૂરિ૦ ૬
સ્હેજ શ્રમણ સંઘમાં થયોરે, ભિન્નભાવ મટી જાયરે. સૂરિ૦ ૭
રાજહંસ સમ રાજતારે, હંસવિજય અણગારરે. સૂરિ૦ ૮
સંપત્તવિજય સાથે કર્યુંરે, ચોમાસુ એકવારરે. સૂરિ૦ ૯
ક્રિયા શુન્ય પ્રતિબોધિયારે, ભવિ નરનારી ચકોરરે. સૂરિ૦ ૧૦
ગુરૂગુણ સંભારે સદારે, વાટ જુવે ઘન મોરરે. સૂરિ૦ ૧૧
જૈનપુરીમાં પધારતાંરે, લાભ ઘણો સૂરિરાજરે. સૂરિ૦ ૧૨
વહેલા આપ પધારજોરે, સાંકળચંદ સુખ સાજરે. સૂરિ૦ ૧૩

# શ્રીમદ્ જૈનરત્ન વ્યાખ્યાન્ વાચસ્પતિ મુનિશ્રી લબ્ધિવિજયજી મહારાજની ગહુંલી.

૨૮

**-ઝીણા ઝરમર વરસ્યા મેહ, ભીંજે મારી ચુંદલડી—એ રાહ.**

મીઠી વાણીના વરસે મેહ ભવજળ તરવાને;
ભવીજન ઝીલે ધરી નેહ આતમ ઓળખવાને.
ભક્તિ કરવા ભવોદધી તરવા સ્વર્ગે સંચરવા ધારોરે;
લબ્ધિવિજયજીની વાણી મધુરી ભાવે ઉરમાં ઉતારો. ભવજળ૦
શું કરવા નર તૃષાએ મરશે (જ્યાં) અમૃત વૃષ્ટિ વરસેરે;
શુદ્ધ બુદ્ધિ જે નહિ વાવરશે તે જન તૃષાએ મરશે. ભવજળ૦
સદ્‌વચનામૃત શ્રવણ કરીને અંતર તત્વે વીચારોરે;
ગ્રાહ્ય વસ્તુને ગ્રહણ કરી લ્યો કુમતીને દુર કાઢો ભવજળ૦
શ્રધા ધારી સદૈવ સેવો ગુરૂજી પરમ ઉપકારીરે;
ગુરૂ વચનનો ત્રાપો બાંધી ઉપર કરી લ્યો સ્વારી. ભવજળ૦
કમળવિજય પરીવાર સમુહમાં લબ્ધિવિજય મુનીરાયારે;
વાચસ્પતી વ્યાખ્યાન કરે છે રમુજીએ ગુણ ગાયા. ભવજળ૦

---

ગહુંલી.

૨૯

મહા મનોહર ધર્મ શીરોમણી ગુર્જર ભુમી રસાળીજી;
ચારૂતરના ચોકની મધ્યે રૂડી ધરણી રઢીયાળીજી.
બોરસદ નામે સુંદર ગ્રામે ચૌમાસીક નીવાસીજી;
કમળવિજય આચાર્ય પધાર્યા અલક્ષ જ્યોત પ્રકાશીજી.
અનુભવ જ્ઞાને તત્વ ગ્રહીને સજીયા ભાવ ઉદાસીજી;
સુમતી વીરતી સદ્ સહવાસે તૃષ્ણા કુમતી ત્રાસીજી.
આતમ ભાવે ધરે સ્થિરતા અન્ય ભાવના ત્યાગીજી;
જેની રમણતા ગુપ્ત જ્ઞાનના અભેદ પટમાં લાગીજી.
એવા ગુરૂના ચરણે ચેતન ચાહી શીશ લગાવોજી;
ગુરૂ ગુણ મહીમા ધ્યાન ધરંતા અક્ષય સુખને પાવોજી.
તાસ શીષ પણ ધર્મ ધુરંધર લબ્ધિવિજય ગુણ ધારીજી·

અધ્રહારી ઉપદેશ દીયે છે સહુ જીવને ઉપકારીજી.
નીરમળ વાણી સુણી પરખદા ઠઠ ભરાએ ભારીજી;
અંતર સહુનાં ભેદી છેદી નાંખે દુરીત નીવારીજી.
મધુરી લાગે જૈનોને વળી જૈનેત્તરને પ્યારીજી;
સર્વ લોકને સમાન લાગે એ વચન બલીહારીજી.
અનેક જનની નીરમળ વૃત્તિ થઈ મુનીવરને પસાયજી;
ઓગણીસો ચુમોત્તર સાલે ગુણ રમુજી ગાયજી.

---

## ગહુંલી.

### ૩૦

**દાસપરે દયા લાવોરે દયાળુ દેવા દાસ પરે દયા લાવો એ રાગ.**

ગુરૂ વિના જ્ઞાન ન આવેરે, હે ગુણી ભવ્યો.
ગુરૂ વિના જ્ઞાન ન આવે......ટેક.

ધર્મ કર્મનો મર્મ બતાવે, શમ દમનો ભરમ સમજાવે;
આતમને ઓળખાવેરે. હે ગુણી૦

આવાગમનનું કારણ શું છે, ભવભ્રમણાનું વારણ શું છે;
તારણ થઈ સમજાવેરે. હે ગુણી૦

જન્મ મરણનો ફેરો ટળવા, ઉત્તમ પદવી જીવને મળવા;
સરળ માર્ગ સમજાવેરે. હે ગુણી૦

મન ભ્રમણાની ભ્રાન્તિ ભાગે, મિથ્યાત્વના બંધનને ત્યાગે;
જ્ઞાન દીપક પ્રગટાવેરે. હે ગુણી૦

ઉર ધરવી સદ્‌ગુરૂની શીક્ષા, એજ આતમને ઉત્તમ દીક્ષા;
ઇચ્છા શુભ ઉપજાવેરે. હે ગુણી૦

લબ્ધિવિજયની ઉત્તમ વાણી, જોઈ મારી વૃત્તિ લોભાણી;
રમુજી ગુરૂના ગુણ ગાવેરે. હે ગુણી૦

---

# કન્યાવિક્રય કરનાર માબાપ પ્રત્યે પુત્રીનો શ્રાપ.

## ૩૧

સુણુ ચતુર સુજાણુ—એ રાગ.

આ દુષ્ટ પીતા દીકરી વેચી ધન લેવા શું જાય છે,
સમજી લેજે, લક્ષ્મી નહી પણુ અંતે તે તો લાય છે ટેક
એ પાપ થકી કીડા પડશે, છાતીપર જમ આવી ચડશે;
ધગધગતા ખીલા ધાબડશે. આ દુષ્ટ પીતા. ૧
વૃદ્ધ સંગ સુકન્યા ચૉરી ચઢી, જોવા જન મળીયા એહ ઘડી;
તુજ કેમ ન છાંતી ફાટી પડી. આ દુષ્ટ પીતા. ૨
મડદા સાથે મીંઢળ બાંધી, મંડપમાં રંડાપો સાંધી;
શું ? પાપ પાક ખાધો રાંધી, આ દુષ્ટ પીતા. ૩
કુધંધો ક્યાં સુઝયો તુજને, દુઃખ દરિયામાં નાંખી મુજને;
રોકયો શું નહી તુજને સુજને. આ દુષ્ટ પીતા ૪
શું હાથ પગો પડીયા ભાગી, કન્યાવિક્રય બુદ્ધિ જાગી;
લે પાપી મૃત્યુને માગી. આ દુષ્ટ પીતા. ૫
છે ગાય અને દીકરી સરખી, દોરે ત્યાં જાય જુઓ પરખી;
શું ? વેચે છે હરખી હરખી, આ દુષ્ટ પીતા. ૬
ધન આવ્યું તે રસ્તે જાશે, હાંસલમાં મોં કાળુ થાશે;
આખર તું ભીખ માગી ખાશે. આ દુષ્ટ પીતા ૭
કસાઇ હણે પરની બેટી તું તો વધ કરતો નીજ બેટી;
તે નેં તારામાં બહુ છેટી. આ દુષ્ટ પીતા. ૮
આ અબળા અંતે શું કરશે, રડતી બળતી કુવે પડશે;
કાં નિસાસા નાખી મરશે. આ દુષ્ટ પીતા. ૯
કેશવ શીખને ઉરમાં ધરશો, સૌ સંઘ મળી બંધી કરશો.
તો સજનો શુભ મુક્તિ વરશો. આ દુષ્ટ પીતા. ૧૦
છે અરજી આ, રંડાતી રામાઓ દેખીને આપને;
ધિક્કાર હજો, કન્યાવિક્રય કરનારાં માબાપને.

# કુભારજાનાં લક્ષણ.

## ૩૨

### રામ લક્ષ્મણ વનમાં સીધાવતાં—એ રાગ.

સુણો સુશીલ બેની માહરી,
કે'તાં કુભારજાની કથાય લખી ના લખાય, બળ્યું જીવ્યું તેહનું. ૧
તજી લાજને કાજ કુડાં કરી,
બોળે બાપનું નામ જે નાર, તેને છે ધિક્કાર, બળ્યું જીવ્યું તેહનું. ૨
કોઈ કંથને વશ કરવા ફરે,
બાવા જોગી જતીની પાસ, દુરાચારી ખાસ, બળ્યું જીવ્યું તેહનું. ૩
સંપ સાસરીયામાં રાખે નહિ,
વાંધા પાડી વધારે કલેશ, લાજે નહિ લેશ, બળ્યું જીવ્યું તેહનું. ૪
લઢે નાથની સાથ કુભારજા,
માગે શક્તિ વિના શણગાર, બુદ્ધિહીણ નાર, બળ્યું જીવ્યું તેહનું. ૫
કંઈક શોકયના સાલને કાઢવા,
દીયે આળ અને મહા દુઃખ, કાળું એનું મુખ, બળ્યું જીવ્યું તેહનું. ૬
સાસુ સસરાની સેવા કરે નહિ,
પતિ ઘરનું પીયર લેઇ જાય, ફજેતી થાય, બળ્યું જીવ્યું તેહનું. ૭
જાય જમવાને વગર નોતરે,
ચોરે દે'રાનું નાણું બદામ, એવાં કરે કામ, બળ્યું જીવ્યું તેહનું. ૮
બાઝે પાડોશી સાથે પાપણી,
સળે ઘરમાં કોહીનું ધાન, તજી નિજભાન, બળ્યું જીવ્યું તેહનું. ૯
કુડી ગાળથી બાળ બોલાવતી,
કરે લે'કા લખુડી સમાન, એવી જે નાદાન, બળ્યું જીવ્યું તેહનું. ૧૦
કહે કેશવ નિર્લજ નારને,
માઠાં કામે માઠી ગતી થાય જીવ્યું એળે જાય, બળ્યું જીવ્યું તેહનું. ૧૧

# સુભાર્જાનાં લક્ષણ.

## ૩૩

### રામ લક્ષ્મણ વનમાં સીધાવતાં—એ રાગ.

સદાચારી નારી પામે માનને,
ધન્ય માતાની કુખ કે'વાય સદાસુખી થાય, ખરૂં જીવ્યું તેહનું. ૧
પ્રાણુજાતાં શીયળને તજે નહિ,
પરપુરૂષ ભ્રાતને તાત, ગણે જે સુજાત, ખરૂં જીવ્યું તેહનું. ૨
સ્વામી સેવા કરે સદાચારીણી,
શુભ કાર્યમાં આપે સહ્રા'ય, ઉભય સુખી થાય, ખરૂં જીવ્યું તેહનું. ૩
ખરો ધર્મ પતિવ્રતા નારનો,
પતી જમ્યા પે'લા નવ ખાય, સુગુણી કે'વાય ખરૂં. જીવ્યુ તેહનું. ૪
પાપ કામ ચતુરા ધિક્કારતી,
દીસે રૂપ સતીની સમાન પતી પામે માન, ખરૂં જીવ્યું તેહનું. ૫
વસે સંપી સાસરીયાના સાથમાં,
સહે સંકટ હોય તે આપ, શોભા પામે બાપ, ખરૂં જીવ્યું તેહનું. ૬
કંથ કષ્ટમાં ભાગ લીયે સદા,
છત દેખી છકી નવ જાય, સુખે ન ફુલાય, ખરૂં જીવ્યું તેહનું. ૭
નિજ બાળને પુરા પ્રેમથી,
નીતિ મારગ શીખવે જેહ, સાચી માતા તેહ, ખરૂં જીવ્યું તેહનું. ૮
લેશ કલેશ કરે કોઈ નહિ,
દીપે દેવી જેવી સાક્ષાત, વદે સાચી વાત, ખરૂં જીવ્યું તેહનું. ૯
ઝીણાં વસ્ત્રો પે'રીને ન નીકળે,
ચોરે ચૌટે કે દ્વારની બા'ર, પતિવ્રતા નાર, ખરૂં જીવ્યું તેહનું. ૧૦
દાન ધર્મ કરે બને તેટલુ,
રાખે હૃદયે દયાનો વાસ, નીતિવાન ખાસ, ખરૂ જીવ્યુ તેહનુ. ૧૧
કહે કેશવ ગુરૂ પ્રતાપથી,
સતી ધર્મ તમારો છે એહ, નથી સંદેહ, ખરૂં જીવ્યુ, તેહનું. ૧૨

## ગરબી.

### ૩૪

### અમે ઇશ્વર માગીએ એટલું—એ રાગ.

બેની શિયળ સલુણી સંસારમાં, સજો શિયળ તણો શણગાર;
સુણો સૌ સુંદરી. ૧

જેથી કુળને કલંક લાગે ઘણું, એવો કરીએ નહીં આચાર;
સુણો સૌ સુંદરી. ૨

ગળી કુંડની પાસ જતાં થકાં, કાળો ડાઘ પડે તત્કાળ;
સુણો સૌ સુંદરી. ૩

વ્યભિચારી નઠારીની સોબતે, અણચિંત્યું ચડે શિર આળ;
સુણો સૌ સુંદરી. ૪

બ્હેની વાત એકાંત ન કીજીએ, ભલે હોય ભ્રાત કે તાત;
સુણો સૌ સુંદરી. ૫

પર નરથી ન નજર મેળાવીએ, વળી હસી ન દેખાડીએ દાંત;
સુણો સૌ સુંદરી. ૬

ભાળ ઢાંકીને રસ્તે ચાલીએ, શીલવંતી સુલક્ષણી નાર;
સુણો સૌ સુંદરી ૭

બહેની ચટક મટક નહિં ચાલીએ, નવિ કરીએ આંખલડી વિકાર;
સુણો સૌ સુંદરી. ૮

સુંદર સાડી પહેરો શિયળ તણી, કંઠે નવસેરો નીતિનો હાર;
સુણો સૌ સુંદરી. ૯

શણગાર સજો સૌ સત્યના, કરો વિનય વડીલનો સ્વીકાર.
સુણો સૌ સુદરી ૧૦

પ્રભુ તુલ્ય ગણો નિજ નાથને, સાસુ સસરાની લ્યો સંભાળ;
સુણો સૌ સુંદરી. ૧૧

વહાલો લાગે છે કજીઓ નારને, બહેની કરીએ નહીં કોઇ કાળ;
સુણો સૌ સુંદરી. ૧૨

બહેની જગતપતિ જિનરાજની, કરો ભક્તિ સ્તુતિ ત્રણુ કાળ;
સુણો સૌ સુંદરી. ૧૩
જૈન કન્યાશાળામાં ભણી ગણી, મુકી દો સૌ આળ પંપાળ;
સુણો સૌ સુંદરી. ૧૪

## સદ્‌ગુરૂ સ્તુતિ.

### ગહુંલી.

### ૩૫

**રઘુપતિ રામ હૃદયમાં રહેજોરે—એ રાગ.**

અહો ગુરૂરાજ હૃદયમાં રહેજોરે, સદ્‌ઉપદેશ દાસને દેજોરે;
સદા સંભાળ બાળની લેજો. અહો૦
તમે રાગથી નહી રંગાયારે, નહી દ્વેષમાં લેશ ભરાયારે;
મોહજીત મોટા મુનિરાયા. અહો૦
તમે પાંચે ઇંદ્રી વશ કીધારે, નથી કુમતીને ફાવવા દીધારે;
સદા સુમતી સંગે લીધી. અહો૦
ચાર ચોરને ઘોરમાં ઘાલ્યારે, શુદ્ધ તત્વ રમણુતામાં મહાલ્યારે;
શુભ સ્યાદવાદ શૈલીએ ચાલ્યા. અહો૦
તમે જ્ઞાનથી મન વશ કીધુંરે, લક્ષ આત્મ સ્વરૂપમાં દીધુંરે;
શુદ્ધ શાસ્ત્ર સુધારસ પીધું. અહો૦
તમે ઉત્તમ સમકીત ગામીરે, માગે રમુજી પદ શીર નામીરે;
તારા જેવા થાશું ક્યારે સ્વામી, અહો૦
તમે નોધારાના આધારરે, તમે જ્ઞાન રતન ભંડારરે,
તમે કીધો પરમ ઉપકાર. અહો૦
મેં તો ધાર્યો આધાર તમારોરે, મને અન્ય ન કો તારનારોરે;
પ્રભુ ભવજળ પાર ઉતારો. અહો૦

## સાદાઈ.

### ગહુંલી.

૩૬

**હરિ ભજન વિના દુઃખ દરિયા—એ રાગ.**

સજની મોરી ગુરૂવર કેરો બોધ અંતરમાં ઉતારો, ટેક.
સહિયર લ્હાવો લાખેણો લઈ વર્તનને સુધારો. સજની. ૧
સાદાઇનાં મૂળ છે ઉંડાં, ફળ નીપજે સાદાઇથી રૂડાં;
સહુ કષ્ટ ટળી જાએ કુડાં. સજની. ૨
જ્યાં સુખ સાદાઇ તણું સૂઝે, જે ઘર સાદાઇને પૂજે;
ગરીબાઇ જતાં ત્યાંતો ધ્રુજે. સજની. ૩
બેની સાદાઇ સંભાળો, કરકસર તણો હેવા ધારો;
ત્રેવડ ત્રીજો બંધુ ધારો. સજની. ૪
આગ્રહ આભૂષણનો ટાળો, તજો આછકડાઇ તણો ચાળો;
ગુરૂ ભૂષણથીં સારો દહાડો. સજની. ૫
મોંઘાં ચીરની લાલચ છોડો, સ્પર્ધા એ દંભ થકી તોડો;
સરસાઇને ગુણમાં જોડો. સજની. ૬
પતિ સાદાઇથી રહે રાજી, કુટુંબની હાથ રહે બાજી;
સદ્ગુણો છે ખરી શોભાજી. સજની. ૭
(સખી) ફળ સમજી સાદાઇતણાં, વર્તન રાખો વ્યવહારતણાં;
ઉત્તમ તેમાં છે લાભ ઘણાં. સજની. ૮
સંતોષે સદા રહેવું હરખી, સાદાઇતણાં ફળ જાણી સખી;
સવચંદ ગરખી પરખી. સજની. ૯



# કન્યાશાળામાં બાળાઓને ગાવાના ગરબા.

## સ્ત્રી કેળવણી વિષે.

### ગરબો.

શ્રી નીતિ શિક્ષણ દ્યો સદારે, અમે બાળા ઉચરીએ;
ધાર્મિક વ્યવહારિક મુદારે, જૈની બંધુ ઉદ્ધરીએ,
જૈન શ્વેતાંબર સંઘનેરે, અમે વંદન કરીએ;
ધર્મ રૂપી નાકાવડેરે, ભવ સિંધુ ઉતરીએ.
બ્રાહ્મી સુંદરી સીતા સતીરે લોલ, પૂર્વે ભણેલી સૌ હતીરે લોલ;
કેળવણી નીતિ લેઈ ભલીરે લોલ, કીર્તિ કરી જેણે ઉજળીરે લોલ.
અભણ મૂર્ખ માતાની સંતતિ, મૂર્ખ નિરૂદ્યમીરે લોલ;
સદ્‌ગુણી માતની દીકરી, સદ્‌ગુણી વહુ સાસુ સમીરે લોલ.

### સાખી.

કદી નીચ કોઈ નીવડે, નહી કેળવણી દોષ;
નીચ સંગતનો દોષએ, તજી કરીએ નીતિ પોષ.

જૈન કન્યાશાળા ભલીરે લોલ, શ્રાવિકા શાળા નિર્મળીરે લોલ;
ધાર્મિક નૈતિક જ્ઞાનનીરે લોલ, સ્થાપો સુવિજય નિશાનનીરે લોલ.
દેશની ઉન્નતિ જાતિની ચઢતી, સ્ત્રી શિક્ષણ વિષેરે લોલ;
ધીર વીર બળ બુદ્ધિ નિધાન, પ્રજા પ્રાક્રમી થશેરે લોલ.
સ્ત્રી નીતિ શિક્ષણ ભાવે, સાંકળચંદ સુણાવે;
શ્રી સંઘને ભક્તિ ભાવે, મોતીડે બાળા વધાવે.
સ્ત્રી નીતિ શિક્ષણ દ્યો સદારે, અમે બાળા ઉચરીએ.

## નીતિ વિષે

### ગરબો.

૨

શાણી સૈયર મારી, મન વિચારી, નીતિને સંભાળ;
નીતિને સંભાળ શાણી, નીતિને સંભાળ. શાણી૦
વિદ્યા ભણેથી માન વધેને સાર અસાર જણાય;
તેથારે નીતિ સાંપડે સખી. સજ્જનમાં વખણાયરે. શાણી૦
દ્રૌપદી સીતા આદિ સતીઓ, નીતિવાન ગણાય;
તેહની રહેણીથી ચાલીએ તો એમાં માત પિતા વખણાયરે. શાણી૦
દુઃખ પડે તોએ ધીર ધરી શાણી, શીયળને સંભાળ;
સત્યતાને નહી છોડશે સખી, તેના માત પિતા વખણાયરે. શાણી૦
સગાં સ્નેહી સાસરીયામાં, પ્રીતિ ઘણી પ્રસરાય;
વલ્લભ સૈયર લાગશે, જો તું ખરો બતાવીશ ભાવ. શાણી૦

## વિદ્યા વિષે ગરબો.

૩

ભણો બેની ભાવથી વહેલી વહેલી તત્પર થાઓ શીખવાને સાહેલી;
વિદ્યા વધારો નીતિ સુધારો વિવેક ધરી વહાલથી વહેલી વહેલી.

સાખી.

વિદ્યાસાગર સુખકર, ભાગ્યવાન કહેવાય;
વિદ્યા વિના નર નારીઓ, પશુ તુલ્ય સમજાય.

દીનતા ધરજો દુર્ગુણ હરજો સુખી થાશો સહેલમાં વહેલી વહેલી;
ભણો બેની ભાવથી વહેલી વહેલી.
તત્પર થાઓ.

સાખી.

વાણી મધુરી ઓચરો ક્લેશ ન કરવો કદાય;
અસત્ય મુકથી ન બોલવું સજવો નીતિ શણગાર.

કઠોરતા ટાળો શીયળતા પાળો આનંદ રંગ રેલથી વહેલી વહેલી;
ભણો બેની ભાવથી વહેમી વહેલી.
તત્પર થાઓ.

# સ્ત્રીઓના ધર્મ વિષે.

## ગરબો.

૪

સ્વામીઓ નિજ નિજ નીતિ ધર્મ સદા સંભાળીએરે,
પરમ પવિત્ર પતિવ્રત પટકુળ કરી પરિધાન,
સાસુ સસરા માત પિતાની સેવા સાચવોરે;
ભાવ સહિત ભક્તિથી નિત ભજીએ ભગવાન—
એવા ઉત્તમ ગુણથી ઉભય સુકુળ અજવાળીએરે—ટેક.

નજરે નજર ન જોડીએ નાથ વિના નર સાથ;
પર નરને નવ આપીએ તાળી હાથોહાથ.
હસવું, રમવું, જમવું એકાંતે નવ બેસવુંરે;
મતિ વિણ પતિના પણ સન્મિત્રોની સંગાથ— એવા ઉત્તમ.

નાથ વિના કરવી નહિ, વિનોદ ક્રીડા વાત;
વિશ્વ વિરૂદ્ધ ન વર્તવું, ભસે નાત કે ભ્રાત.
સજ્જની ભ્રષ્ટ થવું નહિ સુધરી સદ્ આચારથીરે,
નિર્લજ નટખટની સોબત તજવી સુજાત— એવા ઉત્તમ.

કુષ્ટિ, કુરૂપ, કુબડો, નિર્ધન નિર્બળ કાય,
મતિ હિણ પતિત પતિ મળે, એ સતિને સુરરાય.
જોડી પગ અંગુઠે દ્રષ્ટિ આઘું ઓઢીએરે,
સુખકર સાચવીએ સૌ સાથે સંપ સદાય— એવા ઉત્તમ.

ઉંચે સ્વરે નવ ઉચરવું, મૂકીને મરજાદ,
કુલીન બહેન કરવો નહિ, વડીલથી વિવાદ.
ચંચળ ચાલે ચટક મટક ચતુરા નવ ચાલીએરે,
શિવ સુત કેશવની શિખામણ અંતર યાદ— એવા ઉત્તમ.

# હુતાશન વિષે.

## ગરબો.

૫

આવો આવો સૌ ભારતના વીર સંતાન,
આવો હુતાશન પ્રગટાવીએ.
આવો આવો અનુસરીએ ધર્મ મહાન્,
આવો દિવ્ય જ્યોતિ જગાવીએ.
આવો આવો સૌ૦

લક્ષ્મી લુંટાઈ દેહ, આત્મ તણી આપણી,
શંકા પછી શી કહો, અર્થ તણા નાશની. ?
ચાલો સૌ કારણોને શોધીએ સુજાણ, આવો હુતાશન પ્રગટાવીએ.
આવો આવો અનુસરીએ૦
આવો આવો સૌ૦

કલેશ ને કુસુમ તણાં કારણોને ખોળીએ,
ખુણે ખુણે કલહ બીજ ખોળવાને દોડીએ.
આવો આવો એ કલેશ કાષ્ટ બાળીએ તમામ,
આવો હુતાશન પ્રગટાવીએ.
આવો આવો અનુસરીએ૦
આવો આવો સૌ૦

માન પાન ઊંચ નીચ વૃત્તિ તણા ભોગને,
તોર દોર સ્વાર્થ તણી અંધીના રોગને.
સ્નેહે મળીને પ્રજાળીએ તમામ,
આવો હુતાશન પ્રગટાવીએ.
આવો આવો અનુસરીએ૦
આવો આવો સૌ૦

આવો સેવા સ્વભાવ જ્યોતિ જગાવીએ.
આવોને માતૃભક્તિ યજ્ઞ પ્રગટાવીએ.

આવો વિરોધ ક્રોધ હોમીએ તમામ,
આવો હુતાશન પ્રગટાવીએ.
આવો આવો અહેસરીએ॰
આવો આવો સૌ॰
આસુરી અંશ થકી આપણે ન શોભીએ,
દેવબાળ આત્મ દીવ્યતાથી અતિ ઓપીએ.
વિશ્વે અજવાળાં પ્રગટાવીએ મહાનું,
આવો હુતાશન પ્રગટાવીએ.
આવો આવો અનુસરીએ॰
આવો આવો સૌ॰

---

## શિયળ વિષે.

### ગરબો.

૬

સાંભળો સખીઓ સહુ મારી,
શિયળ ધરમ ઉર ધરીએરે;
આ ભવસાગર વિશાળ તેમાં,
શિયળ હોડીથી તારીએરે;
શિયળ વ્રતે નિશ્ચલ રહી તેનાં,
નામ સવારે સ્મરીએરે; સાંભળો॰
પતિ વિણ અન્ય પુરૂષ સૃષ્ટિના,
બંધુ બરાબર ગણીએરે; સાંભળો॰
વિનયથી વાત સ્ત્રીઓને શોભે,
હાસ્ય કરી નવ હસીયેરે; સાંભળો॰
શિયળવ્રતનું રક્ષણ કરતાં,
સંકટ સઘળાં સહીએરે; સાંભળો॰
પતિ પ્રસન્ન સદા રાખ્યામાં,
જીંદગી અર્પણ કરીએરે; સાંભળો॰

મળ્યો મનુષ્યા દેહ મજાનો,
શિયળવ્રતથી ઉદ્ધરીએરે; સાંભળો૦

---

## મહાવીર સ્વામીનો

### ગરબો.

૭

અનોપમ આજેરે ઓચ્છવ છે મહાવીર મંદિરેરે,
ચાલો જોવા જઇએ હેતે હળીમળી આજ;
વહાલા વીરનો જન્મ દિવસ છે આજનોરે.

**સાખી.**

ત્રીશલા કુખે અવતર્યા. મહાવીરનો અવતાર,
ધન ધન દિવસ તે ઘડી. વરત્યો જયજયકાર.

થાળ ભરી ભરી મોતીડે વધાવતીરે,
છપ્પન્ન કુંવરી સજી સૌ શણગાર
ઉભા આરસ પારસમણિ ચોકમાંરે— અનુપમ૦

**સાખી.**

જીન મનરંજન પારણું, હીરાના ઝળકાર.
પોઢ્યાછે માંહે મણિ, પુનમ મુખ જણાય.

હેતે હિંચોળે છે કંચન વરણી દોરીએરે,
માતા ત્રીશલા હરખ અપાર;
એવો દિવસ ઉગ્યો છે આનંદનોરે— અનુપમ૦

**સાખી.**

મોતી તોરણ બારણે, દીસે ઝાકઝમાળ;
ઇંદ્રાણી આગે નાચે, રણઝણ અચ્છો થાય.

ટહુકા કરતી કોયલ મધુરા મેના કંઠનીરે;
વળી બપૈયા ગાવંતા રૂડા રાગ;
એવું આનંદ આનંદ વીર પારણું રે— અનુપમ૦

## રાસડો.

૮

બનો બ્હેની સતી સમાણીરે. ટેક.

સુલસા સીતાને સતિ સાવિત્રીનાં ચરિત્ર લેજો જાણી,
તારામતી સતી દમયંતીને રાખો અંતરમાં પ્રમાણી;
જેને બધે વિશ્વે વખાણી. (૨)
બનો બ્હેની. ૧

વિદ્યા શીખી વરાં પુસ્તક વાંચી સમજીને થાજો શાણી,
સાંભળજો ધરી સ્નેહ સદાયે વિદ્યાગુરૂજીની વાણી;
ઉલટ ઉર ભરપુર આણી. (૨)
બનો બ્હેની.

ભરત ગુંથણને શીવણને પણ, નેહથી લેજો નાણું,
ગૃહકાર્યમાં જે ઉપયોગી તેથી ન રહેશો અજાણી;
જરૂર જોગું લેજો જાણી. (૨)
બનો બ્હેની.

અંતરમાં અભિલાષ ધરી કરો સદ્‌વિદ્યાની કમાણી,
એવી બનો અવનીપર બેની જેવી અનસુયા ગણાણી;
દેવો જેને જોડતા પ્હાણી. (૨)
બનો બ્હેની.

બ્હેમ રૂપી તલ પીલવા માટે જ્ઞાન રૂપી કરો ઘાણી,
ખોળ તેલને જુદાં વિચારી તત્વને લેજો તાણી;
ખરૂં સુખ લેશો માણી. (૨)
બનો બ્હેની.

બુદ્ધિ રૂપી એક બેઢલું હયો બ્હેની, મૂકો નીતિની ઉઢાણી,
રમુજી હીત વચન કુપથી, ભરજો સુખુણનું પાણી;
ભણ્યા વિણ છે ધુળધાણી. (૨)
બનો બ્હેની.



## રાજગીત.

૯

પ્રભુ પંચમ જ્યોર્જ વિજય વરજો,
સબળ વિકળ દળ અનંગળ મળજો;
અરી બળ હરી ભય ભીતી સહુ ટાળજો.
તુરમાં શુરમાં ત્હારી સ્હાય હજો. પ્રભુ૦
જૈન બાળીકા આશિષ અર્પે,
અવીચળ તુજ શાસન સજો:
વિઘન વીલય થઈ શુભ દિન ઉદયે,
હર્ષ સકળ હૃદયે ભરજો;
નીતિમાં ધરી પ્રીતને વીહરજો. પ્રભુ૦

# અથ સ્તવનાવનિ પ્રારંભ.

## મહાવીર સ્તવન.

૧

જરી સામું જુવો મહાવીર, હો ત્રીશલાના જાયારે;-જરી૦
નરક ગતિનું દુઃખ નાથ નિવારો, જમડા ત્યાં મારે ચીરેચીર,
ચીરે ચરરરરરરરરરે. જરી૦

પશુ પંખીનો ભવ અમને ન આપો, પાપીડા મારે તાણી તીર;
તાણી તરરરરરરરરરે. જરી૦
જગમાંહે જોખમ કરે, ચાર જોદ્ધાઓ, કાપો કુકર્મ કથાર;
કાપો કરરરરરરરરરરે. જરી૦
પ્રબળ અનળભવ, માંહી બળું છું પ્રભુ, ઉચરૂં શું અરજી અધાર;
ઉચરૂં અરરરરરરરરરે. જરી૦
કેવળ પામી સ્વામી, અંતરજામી પ્રભુજી, વસીયા છો સિદ્ધ સિલાને થિર; વસીયા સરરરરરરરરરે. જરી૦
શ્રી જીન મંડળ, શિવ સુત કેશવને, આપ દયાનાં છાંટા નીર;
છાંટા છરરરરરરરરરે. જરી૦

---

## સ્તવન.

૨

વિમળાચળ વાસી મ્હારા વ્હાલા,
સેવકને વિસારો નહિ વિસારો નહિ.
જળ વિણ મીન દુઃખ અતી પામે,
જીણંદ આપ જાણો સહી, આપ જાણો સહી.
દુઃખ હરનારા ભવીજન પ્યારા, શરણે છું મહારાજ;
ચાર ચોર કેડે મુજ પડીયા, પુન્ય રત્નને કાજ— સેવકને.
પાપી ચંડાળો પકડી મુજ, માલ હણી લેનાર;
પ્રભુજી જો મુજ વ્હારે આવો, તો છું ઉગરનાર— સેવકને:
જનમ મરણનાં દુઃખ વેઠયાં બહુ, પણ નવ આવ્યો પાર.
તે દુઃખને દુર કરવા કારણ, આવ્યો તમ દરબાર— સેવકને.
અરજી ઉર ધરી નેહ નજર કરી, સેવકની કરો સહાય;
કૃપા તણા એ સીંધુ તમ વીણ, કોણ ઉતારે પાર— સેવકને.
ભવ દુઃખ ભંજન ભગવંત કરો મમ, કઠણ કરમનું નાશ;
પદ પંખજ ચહે પ્રાણ મધુકર પુરો મનની આશ— સેવકને.

## સ્તવન.

૩

તમે હળવે હળવે હાલો, તમે ધીમે ધીમે ચાલો
વાલેશ્વર નેમજી.

પુઠે પુઠ આવે છે રાજુલ નાર—તમે૦
ઉભા રહો અલબેલડા છેક દીયો નહી છેહ,
પ્રાણનાથ પાછા ફરો છે નવ ભવનો નેહ;
તમે દયા દીલમાં ધારો પુર્વની વાત વિચારો. વાલેશ્વર નેમજી.
પશુ તણા પોકારમાં માન્યો મારો વાંક,
અલબેલા ઉભા રહો હું તમ પતિ રાંક;
તમે વાંક દીઠો શો મારો મને શા માટે વિસારો. વાલેશ્વર૦
પગલે પગલે ચાલવા, હોંશ ઘણી છે કંથ,
પ્રાણનાથ પાછા ફરો મ્હેં નવ દીઠો પંથ.
તમે સ્નેહીને સંભાળો ભલે અક્ષય સુખમાં મ્હાલો. વાલેશ્વર૦
ઉભા રહો અલબેલડા ઝાલો મારો હાથ,
પ્રાણનાથ પાછા ફરો આવું હું સંગાથ;
મને ચરણે સેવા આલો પ્રભુ હાથ મારો ઝાલો. વાલેશ્વર૦
રમુજી સ્વામી સુખના અનાથના છો નાથ,
પ્રેમી જનને પ્રેમથી શોધી લ્યો સંગાથ.
પ્રભુ પ્રાણવલ્લભ પણ વા'લા મને સાથે લઇને ચાલો. વાલેશ્વર૦

---

## સ્તવન.

૪

મ્હેં તો આધાર ધાર્યો તમારો દેક૦
આ બુડતા બાળકને ઉગારો. જીણંદજી આધાર.
ઘોર અટવીમાં ભુલો પડયો છું, હું તો અનંત ભવ આથડયો છું;
હવે શાન્તિનો રસ્તો સુઝાડો. મ્હેં તો૦
નથી ખોટ ખજાને તમારે, ત્રણ રત્નોની આશા અમારે;

તે વિનંતી સેવકની સ્વીકારો. મ્હેં તો૦
હું તો પામર રહ્યો છું પ્રાણી, નથી મારી કમાણી કમાણી;
તારી વાણી નથી ઉરે આણી. મ્હેં તો૦
સહુ માફ કરો જીનરાયા, પ્રભુ આવે કદી ના ભજાયા;
નથી વિષય કસાયો તજાયા. મ્હેં તો૦
તમે સઘળું જાણો છો સ્વામી, સર્વ વ્યાપક અંતરજામી;
હું રમુજી કહું શિર નામી. મ્હેં તો૦

## કન્યાવિક્રય નિષેધક.

### [ બાળાઓનો સંવાદ. ]

**સુશીલા**—વ્હેન નિર્મળા આ વરઘોડો જોયો કે ?

**નિર્મળા**—હા વ્હેન, એ તો મારી પ્રેમાળ સખી ચંદનબાનો છે. અરેરે !! એના દુષ્ટ અને સ્વાર્થી પીતાએ સાઠ વરસના દાંત વગરના ડોસા સાથે બાર વરસની નાની બાળકી પધરાવી દીધી.

નીરખી પ્રસંગ વિચીત્ર આ, મમ હૃદય પણ કંપાય છે,
ડાસો નહીં પરણ્યો કહો, પૈસાજ પરણી જાય છે;
અયોગ્ય જોતાં જોડલું, વૈધવ્યતા વર્તાય છે,
આજ સાહેલી તણી, જીંદગી અકારી થાય છે.

* * * *

બુઢાને બાળકી આપી, બાંધે છે મીંઢળો મડે;
પીતા પુત્રી તણા પાપી,, પસ્તાવામાં પછી પડે.

**સુશીલા**—ખરું છે વ્હેન, સ્વામી સ્મશાન યોગ્ય અને પત્નિ પતી યોગ્ય , એ બીચારી સંસાર શું અને પ્રેમ શું, એ ક્યાંથી સમજે.

**પ્રમીલા**—નીચમાં પણ :નીચ નર, કન્યાવિક્રય કરનાર છે;
એવા અધર્મી જન પર લ્યાનત, હજારો વાર છે.

ધિક્કાર છે એવા કુપ પતન કરનાર પીતાને, પોતાની પ્યારી પુત્રીનું સર્વસ્વ સુખ લેઈ જીંદગી અકારી કરવાનું કેમ સુજતું હશે! પશુ સરખાં પ્રાણીઓ પણ બચ્ચાંના રક્ષકનો હક ધરાવે છે. પારધી પણ પોતાનાં કુમળાં બાળકોની હીંસા કરતાં આચકો ખાય છે છતાં ઉચ્ચ ગણાતા મનુષ્યો રક્ષકને સ્થાને ભક્ષક બની પારધીથી પણ અધમ પ્રકાર ચલાવતાં શરમાતા નથી એ ખરેખર શોચનીય નહી તો બીજું શું? રાંક પુત્રીને સંકટમાં નાખનાર મોંઘા મનુષ્યાવતારની કીંમત નહી સમજનાર અને ક્રુરપણું ગુજારનાર એવા નરાધમોને હજારોવાર ધિક્કાર હો.

નથી કોથી જનો ડરતા, અનિષ્ટાચાર આદરતાં;
નથી પરવા કશી કરતા, પુરણ ઉર પાપથી ભરતાં.

**સુશીલા**—બ્હેન પ્રમીલા એ કન્યાવિક્રયના કુકર્મથી કલંકીત થનારાઓને શું ખબર નહી હોય કે, પરમાધામીઓના અસહ્ય માર સહન કરવા પડશે, નરક અને નીગોદનાં ભયંકર કષ્ટો ભોગવવાં પડશે. અહીં કરેલાં નીંદાપાત્ર અકાર્યોનો બદલો અવશ્ય મળશેજ.

**પ્રમીલા**—બ્હેન સુશીલા, એ કન્યાવિક્રય કરનાર અસુરી માનવો વજ્રમય છાતીના કઠોર હોય છે, તેના હૃદયમાં કુમળી કુમારીકાઓ માટેની કાંઈપણ લાગણી હોતી નથી, તેમણે લજ્યા અને શરમને તો સાતપે સ્થાને ચડાવી મુકેલ છે. જેણે ગમે તેવાં કુકૃત્યોથી પણ ધન સંચય ઉત્તમ માન્યો છે. એવાઓના હ્રદય મંદીરમાં આર્યાવૃતની અનાથ અબળાઓની અસહ્ય વેદનાવાળો અરજી ક્યાંથી વાસો કરે, પણ એવા અજ્ઞાની જીવો જાણતા નથી કેઃ—

આ ચાર દીન કુડ કપટના, કાલે સવારે વહી જશે,
સુખ સંપતીને સાયબી, હોતી નહોતી થઇ જશે;
બાજી રચેલી તરંગની, મનમાં અધુરી રહી જશે,
યમદુત ગળચી પકડીને, નિશ્ચય નરકમાં લઇ જશે.

કન્યાને વેચી તેના લોહી માંસનું આ આર્યદેશનાં ઘણાં માબાપો ભક્ષણ કરી રક્ષણપણાનો હક ધરાવે છે. એમના વેચાણને પૈસે વિવાહ મ્હાલે છે; અને ન્યાત જાતમાં મીષ્ટ પાન આપી વાહ વાહ બોલાવે છે.

ગણાતા સુશ્રો પણ એવાં અકાર્યોમાં ભાગ લે છે. અને દુષિત અન્નને ઉદરમાં ઘાલી દોષીત બને છે, એવા અનિષ્ટ આચાર વિચારોથી જનમંડળ ભ્રષ્ટ થઈ નષ્ટ પ્રાય થઈ જાય છે થતા જાય છે અને થશે! રોગ શોક અને દુષ્કાળનાં ભયંકર સંકટો આ દેશને સહન કરવાં પડે એમાં નવાઇ શું! એમની મુર્ખાઈ ભરેલી શરમયુક્ત રૂઢીઓ જ્યાં સુધી આ દેશમાં પ્રવર્તશે ત્યાં સુધી તેમના ઉપર પરતંત્રતા રૂપી વૃક્ષ કાયમ રહેશે.

જે દેશમાં પ્રેમ પરહસ્તે વેચાય છે, પૈસા વડે ખરીદાય છે, અને પશુવૃત્તિ સમાન તેની વ્યવસ્થા થાય છે તે દેશમાં વર્ણશંકર પ્રજા ઉભરે એ ન્યાય શાસ્ત્રનું ફરમાન છે. અસ્તુ.

### વારી ચારી ગોભે છ શું ચીરો—એ રાગ.

**બધાં**— દીકરીનું વેચાણ ઠરે છે, ધન જમાત્ર કેરૂં હરે છે,

**પ્રમીલા**-દીકરીને ગાય જ્યાં દોરાય ત્યાં જાએ પરાધીન તેનાં પ્રાણ,
નીતિ રીતી પ્રભુ ભીતી તજીને, કરે પુત્રીનાં વેચાણ;
(અરેરે) આર્યો કુકર્મ કરે છે, મહા પાપે પીંડ ભરે છે.
દીકરીનું૦

**ઉર્મિળા**-જોનાં આફ્રીકાનો ગુલામસારો,
સહુથી કનિષ્ટ લેખાય;
પણ આર્યોના અધમ ધારામાં,
ત્રાય ત્રાય વરતાય.
(અરેરે) અધર્મીઓ વિચરે છે, આ ભારત ભારે મરે છે.
દીકરીનું૦

**સુશીલા**-હે કીરતાર કરુણા કરી હવે, દ્યો સદ્દ્ગાનનું દાન;
સ્વયંવર જેવાં સ્નેહ લગ્નોથી, ગ્રંથી ગુંથો ભગવાન.
(રમુજી) એ અભિલાષ ધરે છે, પળ પળ પ્રભુને સમરે છે.
દીકરીનું૦

**સમાપ્તમ.**

---

## ઋતુવંતી એટલે રજસ્વલા સ્ત્રી સંબંધી ખુલાસો.

સ્ત્રીઓને રૂતુ એટલે અટકાવ આવે ત્યારથી ચાર દિવસ સુધી કોઈ પણ પ્રકારનાં કામ કરવાં ન જોઈએ. વાસીદું સરીખું પણ વાળવું નહી ઘરનાં ત્રાંબા પીતળ કે કલઈનાં ઠામ પણ માંજવાં નહી. પોતાને એકજ સ્થળે રહેવું ને અડકાવેલી ચીજો ચોથે દિવસે નાહી પવિત્ર કરીને પછી ઘરમાં ભેળવવા ત્યાં સુધી ખાસ પોતા પાસે રાખવી. પહેલો દિવસ ચંડાળણીની ઉપમાનો બીજો બ્રહ્મઘાતકનો અને ત્રીજો દિવસ ધોબણની ઉપમાનો જાણવો; ચોથે દિવસે નાહ્યા પછીનો શુદ્ધ જાણવો.

હવે તેનું મુખ દેખતાં એક આંબિલનો દોષ લાગે અને તેમની વાત કરતાં પાંચ આંબિલનો દોષ લાગે. વળી તે બેઠેલ હોય ત્યાં બેસતાં સાત આંબિલનો દોષ લાગે અને તેમના ભાણામાં જમતાં છઠ્ઠનો દોષ લાગે છે અને તેમને વસ્તુ દેતાં લેતાં અઠ્ઠમનો મહા દોષ જાણવો.

હવે રૂતુવતીનું એઠું ભોજન જે વધેલું તે જો ઢોરને ખવરાવે તો બાર ભવ નઠારા કરવા પડે.

વળી રૂતુવતી જોણું, રોણું ને વઝોણું ત્રણ દિવસ વર્જે તથા સાંધણું શીવણું ન કરે અને ઢોર સારૂ બાફવા ધાન પણ ન મુકે તેમજ ગાર માટી પણ ન કરે ને તેટલો વખત ખટરસ ભોજન લેવું નહી અને ધર્મ કથા કરે નહીં તેમજ કરાવે નહી વીગેરે દોષ પુષ્પવતી વિચારમાં જણાવ્યા છે જેમ જૈન સિદ્ધાંતમાં છે તેમ વેદ પુરાણમાં પણ કહેલ છે.

શિવ મસ્તુ સર્વ જગતઃ પરહિત નિરતા ભવન્તુ ભૂતગણાઃ ।
દોષાઃ પ્રયાન્તુ નાશં સર્વત્ર સુખી ભવન્તુ લોકાઃ ॥



**સમાપ્ત.**

# જાહેર ખબર.

## ગુરૂ ગુણરત્નમાળા.

ઉપરોક્ત સ્ત્રી વર્ગને ખાસ ઉપયોગી અને સંગીત વિષય
ગીય તેમજ નૈતિક જ્ઞાન આપનારૂં પુસ્તક ધર્મશીલ બ્હેન સૂ
તથા સુજ્ઞ બ્હેન સાંકળીબેન તરફથી શ્રીયુત્ હેમચંદભાઇ મો
મારફતે વિતરણાર્થે ભેટ તરીકે છપાવી બહાર પાડવામાં આવ્યું
ઇચ્છુક બ્હેનોએ બે પૈસાની ટીકીટ મોકલી નીચેના શીરનામાથી
લેવું. ભેટની નકલો થોડી છે માટે સત્વર મંગાવી લેવું

ખાસ પ્રભાવના કરવા લાયક છે. છુટક નકલના ચાર આ
વામાં આવ્યા છે સામટી નકલો ખરીદ કરનારને સારૂં કમીશન
આવશે માટે ઉત્તમ લાભ લેવા ચુકવું નહિ  સુજ્ઞેષુ કિં બહુના

### પુસ્તકો મળવાનું ઠેકાણું.

શેઠ હીમચંદ મોહનભાઇ ચોકસી બોરસદ. સ્ટેશન

સવચંદ દામોદરદાસ શાહ બોરસદ. જૈન પાઠશાળા

શા. ભોડીદાસ દામોદરદાસ રામપુરા. સ્ટેશન આંકલાવ

તા. ક.—સંસ્કૃત, હિંદી, ગુજરાતી લીપીમાં પ્રેસકોપી ર
સુધારવાનું કામ ઓછા ચાર્જથી કાળજીપૂર્વક કરી આપવામાં

પૂછો:— સવચંદ દામોદરદાસ શા

હેડ માસ્તર જૈન પાઠશાળા